પ્રકાશક :

શ્રી જૈન પ્રવચન પ્રચારક સાર્વજનિક ધાર્મિક ટ્રસ્ટની વતી

મેનેજર : ચીમનલાલ નાથાલાલ શાહ

[ સં૦ શ્રી જૈન પ્રવચન ]

પ્રકાશનસ્થળ :

શ્રી જૈન પ્રવચન કાર્યાલય

ઠે. શેઠ મનસુખભાઈની પોળ સામે, દવાખાનાને મેડે,

કાલુપુર રોડ—અમદાવાદ

પુસ્તકાકારે પ્રથમાવૃત્તિ : નકલ ૨૧૨૫

શ્રી વીર સં. ૨૪૮૫ : વિક્રમ સં. ૨૦૧૫ : સને ૧૯૫૮

શ્રી જૈન પ્રવચનના સને ૧૯૫૯ ના વાર્ષિક ગ્રાહકોને ભેટ.

છૂટક નકલનું મૂલ્ય : બે રુપિયા

મુદ્રક :

મણિલાલ છગનલાલ શાહ

ધી નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ

# પ્રકાશકનું નિવેદન :

અમદાવાદમાં, પૂ. પ્રવચનકાર મહાત્માશ્રીના વિ. સં. ૨૦૦૭ ના ચતુર્માસ અંગેના નવાસ દરમ્યાનમાં, લાગટ ૨૩ રવિવારોએ સવારે, પ્રેમાભાઈ હૉલમાં, "રામાયણમ સંસ્કૃતિનો આદર્શ"–એ વિષયક તેઓશ્રીના જાહેર પ્રવચનો થયેલાં; અને, એ સિવાય, પ્રાયઃ રોજ સવારે શ્રી જૈન વિદ્યાશાળામાં તેઓશ્રીનાં દૈનિક પ્રવચનો થયેલાં. દૈનિક પ્રવચનોમાં, ભાવનાધિકારે, 'શ્રી મહાવીર ચરિયં'માંથી 'ચણ્ડકૌશિક સર્પનો વૃત્તાન્ત' વંચાયો હતો. એ સંબંધી પ્રવચનોનું સારભૂત અવતરણ, શ્રી જૈન પ્રવચનના અંકોમાં, 'ભવ્યાત્મા ચણ્ડકૌશિકનો વૃત્તાન્ત'–એ મથાળાથી પ્રગટ કરાયું હતું.

"ભવ્યાત્મા ચણ્ડકૌશિકનો વૃત્તાન્ત" શ્રી જૈન પ્રવચનના અંકોમાં પ્રગટ થયે જતો હતો, તે દરમ્યાનમાં ઘણાઓ તરફથી એને પુસ્તકાકારે પ્રગટ કરવાનું સૂચન પ્રાપ્ત થયું હતુ. એ સૂચનને લક્ષ્યમાં રાખીને, "પતન અને પુનરુત્થાન" એ નામથી એનો પહેલો અને બીજો ભાગ છપાવી, શ્રી જૈન પ્રવચનના સને ૧૯૫૭ અને ૧૯૫૮ ના ગ્રાહક બંધુઓને તે અનુક્રમે ભેટ અપાયા હતા. આ ત્રીજો ભાગ શ્રી જૈન પ્રવચનના સને ૧૯૫૯ ના ગ્રાહક બધુઓને ભેટ અપાશે એમ ભેટ આપવાને જરૂરી નકલો કરતાં, થોડીક નકલો વધારે છપાવવામાં આવે છે, કે જેથી છૂટક ખરીદનારાઓને પણ લાભ મળી શકે.

આ ટ્રસ્ટમા પહેલેથી જ એવું ધોરણ રાખવામા આવેલું છે કે–શ્રી જૈન પ્રવચન સાપ્તાહિકનું જે લવાજમ જૈનો પાસેથી લેવું, તે જ લવાજમ જૈનેતરો પાસેથી પણ લેવું; અને કોઈ પણ પ્રકાશન, જે મૂલ્યથી જૈનોને આપવું, તે જ મૂલ્યથી જૈનેતરોને પણ આપવું. એ મુજબ, આ ત્રીજો ભાગ પણ સૌ કોઈને બે રુપિયાના મૂલ્યથી મળી શકશે. પૂ. પ્રવચનકાર મહાત્માશ્રીના પ્રવચનો, જૈનોની જેમ જૈનેતરોને પણ કેટલાં બધા ઉપયોગી નીવડે એવાં હોય છે, તે આ સાહિત્યના વાંચકો સારી રીતિએ જાણે છે. તેમ જ, આ સાહિત્ય જીવ માત્રના ઉપકારમાં કારણભૂત બને છે; કારણ કે–જીવનસુધારણા અને આત્મ-

સુધારણાના ક્ષેત્રે આ સાહિત્ય, અમૂલ્ય અને અનુપમ એવા શિક્ષણનો જ પ્રચાર કરે છે. જેનો આત્મા સુધરે અને એથી જેનું જીવન સુધરે, તે, માત્ર માનવજીવો ઉપર જ નહિ, પરંતુ માનવેતર જીવો ઉપર પણ અપકાર કરતો મટે અને ઉપકાર કરતો બને એટલે, સર્વ જીવોપકારક શિક્ષણનું પ્રચારક આ સાહિત્ય છે અને એથી સૌ કોઈ આવા સાહિત્યના પ્રચારમાં સહાયક બને, એવું, અમો ઇચ્છીએ છીએ.

જામનગરનિવાસી સ્વ. શેઠ **શ્રી શાન્તિદાસ ખેતશીભાઇએ** આ સાહિત્યના પ્રચાર માટે ઘણી મોટી રકમ આપેલી છે, એથી આ તકે અમો તેમને યાદ કરીને આનંદ અનુભવીએ છીએ; અને, એ યાદ અન્યોને માટે પ્રેરણા રૂપ બનો, એમ ઇચ્છીએ છીએ.

પૂ. પ્રવચનકાર મહાત્માશ્રીના આશયથી વિરુદ્ધ અને એથી શ્રી જિનશાસનના વચનથી વિરુદ્ધ, એવું જો કોઈ પણ વચન અમારા દોષથી આ પુસ્તકમાં છપાઈ જવા પામ્યું હોય, તો તે માટે 'મિચ્છા મિ દુક્કડં' દઈએ છીએ, અને સાથે જ, વાંચકોને વિનંતિ કરીએ છીએ કે-જે કોઈ સ્ખલના તેઓના લક્ષ્યમાં આવે, તે સ્ખલના તેઓ અમને જણાવવાની કૃપા કરે.

---

# પતન અને પુનરુત્થાન

## ત્રીજો ભાગ

## શીર્ષકાનુક્રમ

ॐ ह्रीँ श्रीँ अर्हं नमः
णमोत्थु णं समणस्स भगवओ महावीरस्स ।
अनन्तलब्धिनिधानाय श्रीगौतमगणधरवराय नमः।

# પતન અને પુનરુત્થાન

## ( ભવ્યાત્મા ચણ્ડકૌશિકનો વૃત્તાન્ત )

## ત્રીજો ભાગ

### રસોઈયણની વિનંતિ:

આપણે જોઈ આવ્યા કે-વિદ્યાસિદ્ધ તથા ચન્દ્રકાન્તા અને ચન્દ્રલેખાની વચ્ચે સગાં ભાઈ-બેનના જેવો પ્રેમભાવ પ્રગટ્યો. આ રીતિનો પ્રેમભાવ પ્રગટતાં તેઓ વાતોએ વળગ્યાં. વાતોમાં ને વાતોમાં કેટલો સમય પસાર થઈ ગયો, તેની પણ તેમને ગમ પડી નહિ; અને ત્યાં જો રસોઈ કરનારી બાઈએ આવીને જમવાનું તૈયાર છે-એવું જણાવ્યું ન હોત, તો તેઓ હજુ પણ વાતો જ કર્યાં કરત. જ્યારે રોષ સર્વથા શમી જાય અને નિઃસ્વાર્થ તથા દૃઢ પ્રેમભાવ પ્રગટે, ત્યારે આવું બને એમાં નવાઈ પામવા જેવું કાંઇ નથી. આ બધાં વાતોએ વળગ્યાં હતાં, એટલામાં રસોઈયણ ત્યાં આવી અને તેણીએ આવીને ચન્દ્રકાન્તાને વિનંતિ કરતાં કહ્યું કે-'દેવિ! આપ કૃપા કરીને ઘરે પધારો, કારણ કે-રસોઈ તૈયાર થઈ ગઈ છે અને ભગવાન ભુવનચક્ષુ-સૂર્ય પણ મધ્ય દિનને પામ્યા છે; એટલે કે-મધ્યાકાશે આવ્યા છે.'

આ તો બધી સૂર્યને ભગવાન માનનારી અને સૂર્યને ભગવાન માનીને પૂજનારી જાત છે ને? મિથ્યાત્વ અને અજ્ઞાન, ગમે તેને ભગવાન મનાવે અને ગમે તેને ભગવાન મનાવીને પૂજાવે, એ બનવાજોગ જ છે.

## ભોજન.

રસોઈયણે કરેલી વિનંતિને સાંભળી લઇને, ચન્દ્રકાન્તાએ ચન્દ્રલેખાને ઉદ્દેશીને કહ્યું કે–'સમય ઘણો થઈ ગયો છે, તો અતિથિઓને ભોજનને માટે નિમન્ત્રણ કર!'

ચન્દ્રલેખાએ પણ તરત જ વિદ્યાસિદ્ધને અને ગોભદ્રને ઉઠાડ્યા. તેઓ ભોજનમંડપમાં ગયા. ભોજનમંડપમાં જઈને, તેમણે વિવિધ શાકોથી પ્રધાન એવું ભોજન કર્યું. તેમણે ભોજન કરી લીધા બાદ, તેમને પાનનાં બીડાં અપાયાં, કે જે પાનનાં બીડાંમાં કર્પૂરના ભૂકાથી સુગંધિત કરાએલા સોપારીના ટુકડાઓ હતા.

## વિદ્યાસિદ્ધ કહે છે–વર માગી લે!

આ રીતિએ ભોજન કરીને પાછા ફર્યા બાદ, વિદ્યાસિદ્ધે પોતાના મસ્તકે પોતાના કરકમલને યોજીને, એટલે કે–નમસ્કાર કરતે થકે ગોભદ્રને કહ્યું કે–'પૂર્વે સ્વીકારેલું જે વર છે, તેને તું હવે ગ્રહણ કરી લે, કારણ કે–હવે હું અહીંથી ચાલી જવાને ઈચ્છું છું.'

## પરોપકારના ભાવથી ભરેલી ગોભદ્રની માગણી:

હવે માગવામાં કાંઈ પણ હરકત જેવું છે ખરૂં, ગોભ-

દ્રને ? વિદ્યાસિદ્ધ તો સામેથી આપવાને ઇચ્છે છે. માત્ર એ માગવાનું કહે છે, તે એટલા જ માટે કે-ગોભદ્ર પોતાને જે ઇષ્ટ હોય તે મારી પાસેથી મેળવી શકે, એવું વિદ્યાસિદ્ધના મનમાં છે. ગોભદ્રને જરૂર કેવી છે, તે આપણે જાણીએ છીએ. એટલી જરૂર હોવા છતાં પણ, ગોભદ્ર આવા અવસરેય ધનની માગણી કરતો નથી, પણ કોઈ જુદી જ માગણી કરે છે. વિદ્યાસિદ્ધની પાસે ગોભદ્રે જે માગણી કરી છે, તે માગણી પણ એ જ સૂચવે છે કે-પરોપકાર કરવાનો ગોભદ્રનો રસ આશ્ચર્ય ઉપજાવે એવો છે.

ગોભદ્ર વિદ્યાસિદ્ધને કહે છે કે-'મહાભાગ! તમે ખરેખર જ જો મારા ઉપર તુષ્ટ થયા હો અને મને વર આપવાને તમે ઇચ્છતા જ હો, તો તમે મને એ જ વર આપો કે-તમે સદાને માટે આ ચન્દ્રલેખા અને આ ચન્દ્રકાન્તાની સાથે પ્રેમભાવ રાખશો! જો તમે આમ કરશો, તો હું માનીશ કે-તમે મારા સઘળા ય વાંછિતને પૂર્ણ કર્યું છે. એનું કારણ એ છે કે-પરના ચિત્તને તોષ આપવા રૂપ જે દાન છે, તેનાથી અન્ય કોઈ દાન છે ખરૂં? અર્થાત્-પરના ચિત્તને તોષ પમાડવો, એ જ ખરેખરૂં દાન છે. ખરેખર, પૂર્વકાળમાં શિબી, બલિ અને હરિશ્ચન્દ્ર વગેરે રાજાઓએ તો, પોતાના જીવિતના દાનથી પણ જનોના ઉપર ઉપકાર કર્યો છે. ક્ષણવિનશ્વર અને દુઃખના સમુદાયના ભાગીદાર એવા આ જીવિતનું એ જ ફળ છે કે-દુઃખથી સંતપ્ત એવા જે જીવો, તેમના ઉપર ઉપકાર કરવો!'

ગોભદ્રની માગણીમાં રહેલું ત્રણેયનું હિત:

ગોભદ્રે માગણી કરી, તો તે કેવા પ્રકારની કરી અને એ માગણી કેવા પ્રકારે કરી, એ સાંભળ્યું ને? પહેલાં તો એવું સૂચવ્યું કે-હું માગણી કરવાને ઈચ્છું છું-એમ નહિ, પણ તમે જો સાચેસાચ તુષ્ટ જ થયા હો અને તમે ખરેખર જ વરદાન કરવાને ઇચ્છતા હો, તો હું આ માગણી કરું છું. આટલું જણાવીને પણ માગણીમાં શું માગ્યું? ચન્દ્રલેખાના અને ચન્દ્રકાન્તાના શુભની માગણી કરી, કે જે માગણીમાં વિદ્યાસિદ્ધનું હિત પણ સમાએલું જ હતું. ચન્દ્રલેખા અને ચન્દ્રકાન્તાની સાથે સદાને માટે પ્રેમભાવને રાખવાની માગણી, એટલે ભવિષ્યમાં કદી પણ વૈરભાવને ધરવાનો નહિ તથા વૈરભાવ પેદા થવા પામે એવું કરવાનું નહિ અને તક આવી લાગે તો એ બેનું વિદ્યાસિદ્ધે રક્ષણ કરવાનું! ગોભદ્રને, ઘરેથી તેની પત્નિ શિવભદ્રાએ, આવનારી સુવાવડ માટે જરૂરી ધન લેવાને માટે મોકલ્યો છે અને ગોભદ્ર જ્યારે ઘરેથી નીકળ્યો ત્યારે ગોભદ્રનો એ જ એક હેતુ હતો; આમ છતાં પણ, આ તકે ગોભદ્ર આવી માગણી કરે છે, એ એના હૈયામાં પરોપકાર કરવાનો ભાવ કેટલા બધા જ્વલન્તપણે વર્તી રહેલો છે, એ જ સૂચવે છે ને? બાકી, આ ચન્દ્રલેખા અને ચન્દ્રકાન્તા, એની શી સગી થાય છે? વિદ્યાસિદ્ધને લીધે અચાનક મેળાપ થઈ ગયો અને વાતચીત કરતે કરતે ચન્દ્રલેખાની સાથે ભ્રાતૃભાવનો સંબંધ થઈ ગયો, એ જ સંબંધ છે ને? પણ, ગોભદ્રના મનમાં એ વાત છે કે-વિદ્યાસિદ્ધે મારા ઉપર ઉપકાર કર્યો

છે અને આ બેને મેં મારી બેન માની છે, એટલે એમનું જે પ્રકારે હિત થાય તે પ્રકારે કરવું, એ મારૂ પ્રથમ કર્ત્તવ્ય છે. ગોભદ્રની આ માગણી એવી છે કે-જો વિદ્યાસિદ્ધ ગોભદ્રની આ માગણી મુજબ વર્તવાનું કબૂલ કરે અને વર્તે, તો એથી ચન્દ્રલેખાનું અને ચન્દ્રકાન્તાનું ભલું તો થાય જ, પરન્તુ એથી ખૂદ વિદ્યાસિદ્ધનું ભલું થયા વિના પણ રહે નહિ. પછી તો, આ બે પ્રત્યેના વૈરભાવના અગ્નિથી વિદ્યાસિદ્ધ કદી પણ શેકાય નહિ અને ભાઈ-બેનના જેવો પ્રેમભાવ સદા બન્યો રહે, તો વિદ્યાસિદ્ધ ગમે ત્યારે આ બેની પાસે આવીને, આ બેની પ્રેમભરી સેવાને પણ પ્રાપ્ત કરી શકે.

માગણીને સ્વીકારવાની સુન્દર પ્રેરણા·

પોતાની આ માગણીને વિદ્યાસિદ્ધ સ્વીકારે, એ માટેની પ્રેરણા પણ ગોભદ્રે બહુ સુન્દર પ્રકારે કરી છે. ગોભદ્રે એવું સૂચવ્યુ છે કે-આપ, વરદાન કહેતાં શ્રેષ્ઠ દાન કરવાને ઇચ્છો છો ને? તો, સૌથી શ્રેષ્ઠ દાન એ છે કે-પરનું જે ચિત્ત, તેને તોષ પમાડવો! પરના ચિત્તને તોષ પમાડવા રૂપ જે દાન છે, તેનાથી શ્રેષ્ઠ એવું કોઈ દાન નથી અને આપ જો મારી માગણી મુજબ, હવેથી સદાને માટે આ ચન્દ્રલેખાની સાથે અને આ ચન્દ્રકાન્તાની સાથે પ્રેમભાવને ધારણ કરશો, તો આપે મારાં સઘળાં ય વાંછિતોને પૂર્ણ કર્યાં એમ હું માનીશ; એટલે કે-આપના એમ કરવાથી મારા ચિત્તને ભારેમાં ભારે તોષ થશે.

અભયદાન એ જ સર્વશ્રેષ્ઠ દાન·

ગોભદ્ર ભગવાન શ્રી જિનેશ્વરદેવોના શાસનને તો

પામેલો નથી, પરન્તુ શ્રી જિનશાસનની સીધી છાયામાં પણ આવેલો નથી; હજુ તો તે કેવળ મિથ્યા દર્શનની જ છાયામાં છે; અને એથી, પરના ચિત્તને તોષ પમાડવા રૂપ દાનથી, અન્ય કોઈ પણ દાન શ્રેષ્ઠ નથી, આવું એ માને છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવોના શાસનમાં અભયદાનને સર્વ-શ્રેષ્ઠ દાન કહેલું છે અને આપણે જો ઘટાવવાને ઇચ્છીએ, તો પરના ચિત્તને તોષ પમાડવા રૂપ દાનને પણ અમુક અપેક્ષા પૂરતું અભયદાનના એક પ્રકાર તરીકે ગણાવી શકીએ. કારણ કે–કોઈના પણ ચિત્તને દુભાવે એવા સ્વભાવની પ્રવૃત્તિનો કરવા, કરાવવા અને અનુમોદવા રૂપે પણ અભયદાનના દાતાએ ત્યાગ કરવાનો છે. અભયદાનના દાતાની, એકાન્તે અભયદાનમય એવી પણ પ્રવૃત્તિથી, ગાઢ મિથ્યાત્વે અને ગાઢ અજ્ઞાને સહિત તથા રાગ–દ્વેષાદિને અતિ આધીન જીવોનું ચિત્ત દુભાય એ શક્ય છે, પરન્તુ એ પ્રવૃત્તિ વસ્તુતઃ કોઈના પણ ચિત્તને દુભાવવાના સ્વભાવવાળી નથી જ હોતી; તેમ જ, એ પ્રવૃત્તિને આચરનારા અભયદાનના દાતાની ઇચ્છા પણ કોઈના ય ચિત્તને દુભાવવાની હોતી નથી, પણ જીવ માત્રના કલ્યાણની જ એમની ઇચ્છા હોય છે. અભયદાનના ખરેખરા અને પૂરેપૂરા દાતા બનવાને માટે, જીવે સંસારના કોઈ પણ નાના–મોટા સૂક્ષ્મ–બાદર જીવની હિંસાનો મનથી, વચનથી અને કાયાથી કરવા રૂપે પણ ત્યાગ કરવાનો હોય છે, કરાવવા રૂપે પણ ત્યાગ કરવાનો હોય છે અને તેની અનુમોદનાનો પણ ત્યાગ કરવાનો હોય છે. આવા પ્રકારના અભયદાનને જ, સર્વ દાનોમાં

શ્રેષ્ઠ દાન તરીકે, શ્રી જૈન શાસનમાં વર્ણવાએલું છે.

## પરના ચિત્તને તોષ પમાડવા રૂપ દાનને સર્વશ્રેષ્ઠ દાન માનવામાં રહેલા અનર્થો :

ગોભદ્રને જો આ વાતનો ખ્યાલ હોત, ગોભદ્ર જો ભગવાન શ્રી જિનેશ્વરદેવોના શાસનના મર્મને પામેલો હોત, તો કદી પણ એ એવું કહેત નહિ કે–' પરના ચિત્તને તોષ પમાડવા રૂપ જે દાન છે, તે દાનથી અધિક એવું બીજું કોઈ દાન નથી !' પરના ચિત્તને તોષ પમાડવાની વાતમાંથી તો, અનેકવિધ વિકલ્પો જન્મે. કલ્પના કરો કે–દુષ્ટ સ્વભાવના અને દુરાચારરસિક એવા જે જીવો, તેમના ચિત્તને જો તોષ જ પમાડવો હોય, તો એ માટે શું શું કરવું પડે ? ગાઢ મિથ્યાત્વને લઈને, કુદર્શનના અતિ આગ્રહી બની ગયેલા જે જીવો, તેમના ચિત્તને જો તોષ જ પમાડવો હોય, તો એ માટે શું શું કરવું પડે ? પહેલાં ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલા પરમ તારક માર્ગની શ્રદ્ધાવાળા બનેલા, પણ પાછળથી સ્વરસવાહિતાના પ્રતાપે અભિનિવેશ નામના મિથ્યાત્વના સ્વામી બની ગયેલા જે જીવો, તેમના ચિત્તને જો તોષ જ પમાડવો હોય, તો એ માટે શું શું કરવું પડે ? ઉત્સૂત્રપ્રરૂપણા કરવામાં જ આનન્દ માનનારા જે જીવો, તેમના ચિત્તને જો તોષ જ પમાડવો હોય, તો એ માટે શું શું કરવું પડે ? એટલે, ' પરના ચિત્તને તોષ પમાડવા રૂપ જે દાન, એનાથી કોઇ અધિક દાન નથી '–એમ માનવું અગર તો કહેવું, એ

બરાબર નથી. જીવ માત્રની હિંસાનો મન-વચન-કાયાથી કરવા-કરાવવા-અનુમોદવા રૂપે પણ ત્યાગ, એ જ સર્વ દાનોમાં શ્રેષ્ઠ દાન છે. આ સર્વોત્તમ કોટિના અભયદાનમાં, અમુક અંશે, અમુક અપેક્ષાએ, પરના ચિત્તને તોષ પમાડવા રૂપ દાનનો પણ સમાવેશ જરૂર થઈ જાય છે.

ગોભદ્રનો પ્રશંસાપાત્ર આશય :

સર્વશ્રેષ્ઠ દાન કોને કહેવાય, એનો ખ્યાલ આપવા પૂરતી આ વાત કરી, પરન્તુ ગોભદ્રના હૈયામાં કયો આશય રહેલો છે ? ' પરના ચિત્તને તોષ પમાડવા રૂપ જે દાન, તેનાથી શ્રેષ્ઠ કોઇ દાન નથી '–એવું કહેવા પાછળ, ગોભદ્રના હૈયામાં જે આશય રહેલો છે, તે પ્રશંસા માગી લે એવો છે. ગોભદ્રના મનમાં તો એમ જ છે કે–કોઈએ કોઈના પણ ચિત્તને દુભાવવું જોઇએ નહિ અને પરના ચિત્તને તોષ ઉપજે એવી રીતિએ સૌએ વર્તવું જોઈએ. એની વાત ' વૈરભાવને તજવાની અને પ્રેમભાવને ધારણ કરવાની ' છે. અને એમ કરવામાં આવે તો, સામાન્ય રીતિએ એમ કહેવાય કે–પરના ચિત્તને તોષ ઉપજે. જગતમાં કોઇ કદી પણ જીવ માત્રના ચિત્તને તોષ ઉપજાવી શકયું નથી અને કોઈ કદી પણ જગતના જીવ માત્રના ચિત્તને તોષ ઉપજાવી શકે એ શકય નથી. પરન્તુ જે કોઈ જીવો, પોતાના વિવેકપૂર્ણ વર્ત્તન દ્વારા, અન્ય જીવોના ચિત્તને તોષ ઉપજાવનારા બને છે, તેઓ તો નિયમા પ્રશંસાને પાત્ર છે. વિવેકહીનપણે વર્તવા દ્વારાએ કોઈના પણ ચિત્તને તોષ ઉપજાવવો; એની

કશી જ કિંમત નથી; કારણ કે-વિવેકહીન વર્તન, એ પોતે જ દોષ રૂપ છે અને એનું પરિણામ અનેક જીવોના સંતાપમાં જ આવે છે.

ઉત્તમજીવી મહાપુરૂષોનાં ચરિત્રો :

ગોભદ્રે પોતાની માગણીના વ્યાજબીપણાનુ સમર્થન કરતાં, એ વાત પણ કહી કે-'પૂર્વકાળમાં જે શિબી, બલિ અને હરિશ્ચન્દ્ર વગેરે રાજાઓ થઈ ગયા, તેમણે તો પોતાના જીવિતનુ દાન કરી દેવા દ્વારા પણ લોકો ઉપર ઉપકાર કરેલો છે.' આમ કહીને, ગોભદ્રે વિદ્યાસિદ્ધને એમ સમજાવ્યું છે કે-આપણે આટલો ઉપકાર કરીએ, એમાં તો કાંઈ જ વિશિષ્ટતા નથી. ઉપકાર કરવાને ઇચ્છનારાએ તો, અવસરે પોતાના જીવિતને દઈ દઈને પણ, પરના ઉપકારને સાધવો જોઈએ. ગોભદ્ર ભણેલો છે; અને, એને માન્ય શાસનમાં મોટા તરીકે ગણાએલાઓનાં જીવનોનો એને ખ્યાલ છે, એ વાત તમારા ધ્યાનમાં આવે છે ને? ઉત્તમજીવી પુરૂષોનાં ચરિત્રો જાણવામાં ઘણો લાભ છે. ઉત્તમજીવી પુરૂષોનાં ચરિત્રોનું જ્ઞાન હોય, તો એમાંથી પણ જીવને અવસરે અવસરે સુન્દર પ્રેરણા મળે છે. એ મહાપુરૂષોના અવલમ્બને, જીવ પાપવિચારથી અને પાપકરણીથી વિરામ પામી શકે છે તેમ જ ધર્મની વિચારણામાં અને ધર્મની આચરણામાં સુદૃઢ બની શકે છે. પોતાના જીવનમાં કોઈ એવો પ્રસંગ આવી લાગે, તો ઝટ વિચાર આવે કે-'અમુક અમુક મહાપુરૂષોએ આવી આવી રીતિએ સહન કરીને પણ ધર્માચારમાં દૃઢતા દાખવી

હતી અને હું આટલામાં હારી જાઉં ?'

## શ્રી જિનશાસનમાં ભગવાન શ્રી જિનેશ્વરદેવો આદિનાં ઘણાં ચરિત્રો છે; તેમાંનાં તમને કેટલાંક યાદ છે?

તમને કેટલાંક ચરિત્રો યાદ છે ? પુરૂષોમાં સર્વથી શ્રેષ્ઠ પ્રકારે જીવનને જીવનાર કોણ ? કહો ને કે–ભગવાન શ્રી જિનેશ્વરદેવો ! ભગવાન શ્રી જિનેશ્વરદેવોનું અન્તિમ ભવનું જે જીવન હોય છે, તે સર્વોત્તમ કોટિનું હોય છે. એ તારકોના આત્માઓ, અન્તિમ ભવમાં જ્યાંથી આવે, ત્યાંથી નિર્મળ એવાં ત્રણ જ્ઞાનોને સાથે લઈને જ આવે. એ તારકોના આત્માઓનું ગર્ભસ્થ જીવન પણ સમાધિપૂર્ણ હોય, કારણ કે–ગર્ભમાં રહેલા પણ તેઓ મતિ, શ્રુત અને અવધિ–એ ત્રણ જ્ઞાનોને અને તે પણ પાછાં નિર્મળ કોટિનાં જ્ઞાનોને ધરનારા હોય છે. એ પરમ તારકો, અન્તિમ ભવમાં એક પણ અનુચિત પ્રવૃત્તિને આદરતા જ નથી, પરન્તુ સદાને માટે તેઓ ઔચિત્યપૂર્ણ જીવનને જ જીવે છે. એ તારકોનું અન્તિમ જીવન જેમ જ્ઞાનપ્રધાન હોય છે, તેમ પરોપકારપ્રધાન પણ હોય જ છે. આવી રીતિએ એકધારૂં સુન્દર જીવન જીવનારાઓ તો, પ્રાયઃ એ જ આત્માઓ હોય છે. જે આત્માઓ પૂર્વ ભવોમાં આરાધના કરતે કરતે પોતાના આત્માનુ પવિત્ર સંસ્કારોથી ઘડતર કરતા આવ્યા છે, એવા જ આત્માઓ પ્રાયઃ અન્તિમ ભવમાં એકધારા સુન્દર જીવનને જીવનારા બની શકે છે. એટલા માટે તો, ભગવાન શ્રી જિનેશ્વરદેવોના ચરિત્રનું વર્ણન, એ તારકો

જે ભવમા પ્રથમ સમ્યગ્દર્શનને પામે છે, તે ભવથી વર્ણવવું શરૂ કરવામાં આવે છે. એને લઈને, વિવેકીવાંચકોને, આત્માનો ક્રમિક વિકાસ કેવી રીતિએ થાય છે અને વિકાસની સાધનામાં કર્મવશ કેવી કેવી ચઢતી-પડતી આવ્યા કરે છે, એનો પણ સુન્દર ખ્યાલ પ્રાપ્ત થઈ શકે છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવોનાં ચરિત્રોમાંથી, એ રીતિએ, ઘણું ઘણું જાણવાનું મળી રહે છે. આપણે ત્યાં અન્ય પણ ઘણા આત્માઓનાં ચરિત્રો પૂર્વભવોના સંબંધવાળાં મળી આવે છે. ઉપરાન્ત, ભિન્ન ભિન્ન પ્રકારની વિષમ પરિસ્થિતિઓમાં પણ આરાધનામાં અવિચળ રહેનારા આત્માઓનાં ઘણાં ચરિત્રો છે. શ્રી જિનશાસનની આરાધનામાં લાગ્યા રહેવાને માટે અને અભયદાનમાં તત્પર બન્યા રહેવાને માટે, મરણાન્ત કષ્ટોને પણ નહિ ગણકારનારા અને જીવ માત્રના કલ્યાણની જ કાંક્ષાને પ્રધાન બનાવીને જીવનારા ઘણા પુણ્યવાનોનાં ચરિત્રો આપણે ત્યાં છે. આ બધાં ચરિત્રોમાંથી તમને કેટલાંક ચરિત્રો યાદ છે? ગોભદ્રને એના દર્શનમાં ઉત્તમ ગણાએલાનાં ચરિત્રો યાદ હતાં, તો એણે ઝટ શિબી, બલિ અને હરિશ્ચન્દ્ર આદિનું ઉદાહરણ દીધું ને ? આવા કોઈ અવસરે તમે પણ મહાપુરૂષોનાં નામોને આગળ ધરી શકો તેમ જ એ મહાપુરૂષોના આલમ્બને ગુણપ્રાપ્તિ કરી શકો, એવો અભ્યાસ તમે કર્યો છે ખરો ? અથવા, એવો અભ્યાસ તમે કરો છો ખરા ? મહાપુરૂષોનાં ચરિત્રોનું જ્ઞાન તો, કોઈ કોઈ વાર, જીવને અનુપમ કોટિનો લાભ કરનારૂં પણ નીવડે છે.

## જીવિતની ખરેખરી સફળતા રત્નત્રયીની આરાધના, પ્રભાવના અને માર્ગરક્ષામાં જ છે:

ગોભદ્રે, છેલ્લે છેલ્લે એ વાત પણ વિદ્યાસિદ્ધને સંભળાવી છે કે—આ જીવિત ક્ષણવિનશ્વર છે. આ જીવિતનો જોતજોતાંમાં અન્ત આવી જાય, એ પણ શકય છે. બધાનાં આયુષ્ય દીર્ઘ હોતાં નથી અને દીર્ઘ આયુષ્યવાળા પણ બધાનાં આયુષ્ય અનપવર્ત્તનીય હોતાં નથી. આઘાત ન લાગે તો દીર્ઘકાળ પર્યન્ત જીવી શકે—એવા પ્રકારના આયુષ્યવાળાઓના જીવિતનો પણ, આઘાતના યોગે, અલ્પ કાળમાં ય અન્ત આવી જાય છે. ખાસ કરીને આવિચી મરણની અપેક્ષાએ જીવિતને ક્ષણવિનશ્વર કહેવાય છે. ક્ષણે ક્ષણે આયુષ્ય ઘટતું જ જાય છે અને એ જ જીવનું આવિચી મરણ કહેવાય છે. જીવિતને ક્ષણવિનશ્વર કહેવા ઉપરાન્ત, ગોભદ્રે કહ્યું કે—એ દુઃખના સમૂહનું ભાગી પણ છે. જીવિત ઘણાં દુઃખોથી ભરેલું છે, એ તો તમારા અનુભવની વાત છે. સૌથી પહેલું ગર્ભાવાસનું દુઃખ તો ખરું જ. પછી પણ કેટકેટલી પરાધીનતાઓથી જીવવાનું? ખાધા–પીધા વગર ચાલે નહિ. હવા વિના ચાલે નહિ. ટાઢ–તડકો ખમાય નહિ. અનેકોના મનને જાળવવું પડે. રોગાદિક પણ આવે. વૃદ્ધાવસ્થા ય પીડે. આવાં તો સેંકડો દુઃખો હોય છે. આવા પણ જીવિતને જો સફળ કરવું હોય, તો એને માટે એ જ એક ઉપાય છે કે—દુઃખથી સંતપ્ત એવા જીવોના ઉપર ઉપકાર કરવો, આવું ગોભદ્રે કહ્યું છે. જીવિતની ક્ષણવિન-

શ્વરતાને પણ સર્વથા મીટાવી શકાવાની નથી અને એના દુઃખભાગીપણાને પણ સર્વથા મીટાવી શકાવાનું નથી, પણ જ્યાં સુધી જીવાય ત્યાં સુધી જો દુઃખસંતપ્ત જીવોના ઉપર ઉપકાર કરી શકાય તો ઘણું છે. મિથ્યાદૃષ્ટિ એવા પણ ગોભદ્રની આ વાત છે. તમારી શી વાત છે? જીવિતનો ઉપયોગ તમે દુઃખિઓનાં દુઃખોને દૂર કરવામાં કરો છો? કે, બીજાઓના દુઃખની પરવા કર્યા વિના સુખ ભોગવવાનો પ્રયત્ન કરવામાં તમે જીવિતનો ઉપયોગ કરો છો? જીવિતની ખરેખરી સફળતા, તમે શામાં માનો છો? જીવિતની ખરેખરી સફળતા, જૈનો તો, રત્નત્રયીની આરાધનામાં અને રત્નત્રયીની પ્રભાવનામાં જ માને ને? રત્નત્રયીની આરાધનાના અને રત્નત્રયીની પ્રભાવનાના માર્ગની રક્ષામાં જ, જૈનો, જીવિતની સફળતા માને ને? સઘળા ય પરોપકારોનો આમાં સમાવેશ થઈ જાય છે. ગોભદ્રને તો હજી આવું જાણવાનું મળ્યુ નથી, પણ તમને તો વારંવાર સાંભળવાને મળ્યુ છે. વિચારો કે—તમારા જીવિતમાં તમારા આ શ્રવણની અસર જણાય છે કે નહિ?

## ચોટ લાગી પણ મગજ ગુમાવ્યું નહિ :

વિદ્યાસિદ્ધે વર માગવાનુ કહ્યું, ત્યારે ગોભદ્રે ચન્દ્રલેખા અને ચન્દ્રકાન્તાની સાથે સદાને માટે પ્રેમભાવ રાખવાની માગણી કરી અને પોતાની આ માગણીના સમર્થનમાં ઘણી વાતો કહી દીધી. ગોભદ્રે કરેલી માગણીને અને ગોભદ્રે તેના સમર્થનમા કહેલી વાતોને વિદ્યાસિદ્ધે સાંભળી તો

લીધી, પણ વિદ્યાસિદ્ધને જરા ચોટ લાગવા જેવું થયુ. એને એમ થઈ ગયું કે–' હું પગે પડ્યો અને ક્ષમાયાચના કરી, તેમ છતાં પણ આ ગોભદ્રને હજુ પણ મારા ઉપર વિશ્વાસ આવતો નથી ?' આમ છતાં પણ, વિદ્યાસિદ્ધ ગોભદ્રને એવું નથી કહી દેતો કે–' જા ત્યારે, તને મારા વચન ઉપર વિશ્વાસ નથી આવતો, તો કાંઈ નહિ ! હું તો આ ચાલ્યો.' વિદ્યાસિદ્ધે એવું નથી જ કહ્યું, પણ વિચાર એ કરો કે–વિદ્યાસિદ્ધની જગ્યાએ જો તમે હો અને તમે એટલી બધી નમ્રતા તથા એટલી બધી સરળતા દાખવી હોય, છતાં, પણ જો તમારા પ્રત્યે અવિશ્વાસનો ભાવ વ્યક્ત કરવામાં આવે, તો એ વખતે તમારૂં મગજ ઠેકાણે રહે ખરૂં ? એ વખતે, તમે, સામાને વિશ્વાસ પમાડવાનો પ્રયત્ન કરો ખરા ? વિદ્યાસિદ્ધે તો ગોભદ્રને વિશ્વાસ પમાડવાનો અને વિશ્વાસ પમાડવા દ્વારા ગોભદ્રને ખૂશ કરવાનો પ્રયત્ન કર્યો છે; અને ગોભદ્રે પણ આવી મળેલી આ તકનો ઘણો જ સુન્દર એવો લાભ લઈ લીધો છે.

<u>વિદ્યાસિદ્ધનો ખૂલાસો :</u>

ગોભદ્ર જ્યાં બોલી રહ્યો, એટલે વિદ્યાસિદ્ધે ગોભદ્રને કહ્યું કે–' અરે, આ તું બોલે છે શું ? તારા જેવાની પાસે પણ શું ઊલટી વાત કરી શકાય ? નિદ્રાને લીધે નેત્રો ઘુમી રહ્યાં હોય, એટલે કે–અર્ધનિદ્રાવસ્થા હોય, એવી અવસ્થામાં પણ સજ્જનો જે વચનને બોલે છે, તે વચનનું પણ તેઓ અવશ્ય પોતાના જીવિતવ્યથી પણ અધિકપણે સમર્થન કરે

છે. બીજા લોકોની વાત તો શી કરવી? પણ દેવી કાત્યા-યની પણ જો એવું સાંભળે કે-હું મિથ્યાકારી છું અગર તો મિથ્યાભાષી છું, તો એ સાંભળીને દેવી કાત્યાયની પણ શરમ જ અનુભવે. માટે, ગોભદ્ર! આ બાબતમાં મારા પ્રત્યેના અવિશ્વાસને તું તજી દે અને અન્ય કોઈ વરને માગી લે! મારા પ્રણયનો તું ભંગ કર નહિ!'

વિદ્યાસિદ્ધે, ગોભદ્રને વિશ્વાસ પમાડવાને માટે, કેટલી બધી સાચી વાત કહી દીધી? જેમ જેમ કથાપ્રસંગ આગળ વધતો જાય છે, તેમ તેમ વિદ્યાસિદ્ધ વધારે ને વધારે લાયક પૂરવાર થતો જાય છે ને? તમને એવો વિચાર આવે છે ખરો કે-ક્યાં એનુ અનાચારચારિપણું, ક્યાં એનું સામર્થ્ય અને ક્યાં એની આટલી બધી નમ્રતા તથા સરળતા?

## યાદ રાખીને આચરવા જેવું

વચનપાલનમાં સજ્જનો કેવા મક્કમ હોય છે, એના સંબંધમા વિદ્યાસિદ્ધે જે કહ્યું, તે યાદ રાખવા જેવું છે-એમ લાગ્યું ને? માત્ર યાદ રાખવા જેવું જ છે-એમ નહિ, પણ પોતે પોતાના આચરણમાં ઉતારવા જેવું પણ છે, એમ લાગવું જોઈએ. સજ્જનોને મન, પોતાના વચનનું પાલન, એ પોતાના જીવિતવ્યથી પણ અધિક કિંમતી હોય છે. ઉંઘ આવતી હોય અને એથી આંખો ઘુમી રહી હોય, એવી અસ્વસ્થ અવસ્થામાં પણ જે બોલાઈ ગયું હોય, તેનું પણ પાલન કરવાની સજ્જનો કદી પણ અનાકાની કરતા નથી. સજ્જનો, પોતાના વચનને પોતાના જીવિતવ્યની જેમ પાળે

છે–એમ નહિ, પરન્તુ સજ્જનો તો પોતાના વચનને પોતાના જીવિતવ્યના ભોગે પણ પાળે છે. જીવિતવ્યના ભોગે પણ જ્યાં વચનપાલન કરવાનું હોય, ત્યાં વળી હું મારા અમુક વચનનુ પાલન કરીશ તો મારી આબરૂ જશે, એવો વિચાર કરવાનો હોય ખરો ?

## વચનભંગ કરનારાઓ:

આજે આવા વચનપાલકો મળી આવે ખરા ? ઠેર ઠેર તો નહિ, પણ શોધતે શોધતે તો મળી આવે ને ? શોધતે શોધતે પણ કેટલાક મળી આવે ? થોડા. આજે તો, લેખિત કબૂલાતને પણ નાકબૂલ કરનારા અને તેમ કરવા છતાં પણ ઠસ્સાબંધ જીવવાનો પ્રયત્ન કરનારાઓ ઘણા મળી આવે તેમ છે ને ? વચન આપતાં પહેલાં, વચન બોલતાં પહેલાં, કબૂલાત કરતાં પહેલાં લાખ વિચાર કરવા પડે તો કરવા; પણ વચન આપ્યુ એટલે તો આપ્યું જ, એવું હોવું જોઈએ. એમાં ય એક વાત છે. અજ્ઞાન આદિના કારણે, વચન જો શ્રી જિનવચનથી વિરૂદ્ધ અપાઈ ગયું હોય અને પછી ખબર પડી જાય કે–મેં જે વચન આપ્યું, તે શ્રી જિનવચનથી વિરૂદ્ધ આપ્યુ, તો કહેવું જોઈએ કે–' મારા વચનને જાળવવાને માટે, મારા વચનનું પાલન કરવાને માટે હું જેટલો બંધાએલો છું, તેના કરતાં પણ અધિક હું શ્રી જિનવચનને જાળવવાને માટે અને પાળવાને માટે બંધાએલો છું. વચન આપતી વેળાએ, મને, મારૂં વચન એ શ્રી જિન-વચનથી વિરૂદ્ધ છે–એ વાતનો ખ્યાલ રહ્યો નહિ. આથી,

શ્રી જિનવચનથી વિરૂદ્ધ એવું વચન મારાથી અપાઈ ગયું તેનુ મને ભારે દુઃખ છે અને શ્રી જિનવચનથી વિરૂદ્ધ વચન આપવાને માટે હું પ્રાયશ્ચિત્તાદિ જે કાંઈ પણ કરવા યોગ્ય હોય, તે કરવાને તૈયાર છું.' આ તો મનમાં આવું કાંઈ હોય નહિ અને પોતે કરેલી કબૂલાતને નાકબૂલ કરવી હોય, એટલે વચનભંગનુ પાપ કરવાની સાથે, અનેકવિધ બનાવટો કરવાનુ અને પોતાના પાપને છૂપાવવાને માટે બીજાઓને પાપી તરીકે જાહેર કરવાનું ભયંકર પાપ પણ આચરે. સામાન્ય રીતિએ તો, સજ્જન માણસની એ જ સ્થિતિ હોવી ઘટે કે-વચન ઉચ્ચાર્યા પછીથી, એ વચનનું પાલન કરવાને અંગે, પોતાને જે કાંઈ પણ નુકસાન થાય તે નુકસાનને વેઠી લેવું જોઈએ, પણ વચનનો ભંગ તો નહિ જ કરવો જોઈએ.

## પરદારાના પ્રસંગથી નીપજતા અનર્થો :

વિદ્યાસિદ્ધે જ્યારે પોતાના વચન ઉપર વિશ્વાસ રાખવાનું અને અન્ય કોઈ પણ વર માગી લેવાનું ગોભદ્રને કહ્યું, ત્યારે ગોભદ્રે કહ્યું કે-'જો એમ જ છે, તો હું તમારી પાસેથી એ જ વરદાન માગું છું કે-તમે પરદારાના પ્રસંગને તજી દો! કારણ કે-પરદારાનો પ્રસંગ, એ જ વૈરપરંપરાનું કારણ છે; ઘણા એવા જે અનર્થો, તેનું એ કુલભવન છે; નરક'રૂપી જે નગર, તેનો એ માર્ગ છે; દુર્વિનયનો એ ભાઈ છે; પરિભવનું એ સ્થાન છે; અપકીર્તિની એ ખાણ છે; પોતાના કુળને માટે એ મેંશના કુચડા સમાન છે;

પાપના સમૂહનું એ રહેઠાણ છે; ગુણોનો જે સમૂહ, તેનો એ મૂળમાંથી નાશ કરનાર છે; અને અધર્મની જે પરિણતિ, તેને એ ઉત્તરોત્તર પેદા કરનાર છે! પરદારાના પ્રસંગ વડે કરીને જ, લંકાધિપતિ રાવણ વગેરે રાજાઓ, ભુવનમાં પ્રખ્યાત હોવા છતાં પણ, વૈરિજનોના ભુજાદંડની ચળનું પ્રચણ્ડપણે ખંડન કરવામાં મહા શૂરવીર હોવા છતાં પણ અને સર્વ વિદ્યાઓના અતિશયથી શોભતા હોવા છતાં પણ, વિનાશને પ્રાપ્ત થયા છે પરદારાના પ્રસંગ વડે કરીને જ, પોતાના જીવિતને તૃણ તુલ્ય ગણનારા અને કર્ત્તવ્યના યુક્તા-યુક્તપણાને નહિ જાણનારા પ્રાણિઓ, લાખો એવાં તીક્ષ્ણ દુઃખોની પણ અભિલાષા કરે છે! એટલા માટે, સુખની અભિલાષાને કારણે, ઉંદર જેમ બીલાડીને દૂરથી તજે છે, ઘીનો ઘડો જેમ અગ્નિને દૂરથી તજે છે, પતંગિયુ જેમ પ્રદીપને દૂરથી તજે છે અને હરણિયુ જેમ સિંહને દૂરથી તજે છે, તેમ સુખનો અભિલાષી કુશળ જન પરદારાના પ્રસંગને દૂરથી તજે છે.'

તમે માનો કે—આ વિવેચન તમારે માટે છે:

પરદારાના પ્રસંગનો ત્યાગ કરવાને માટે ગોભદ્રે કેટલું બધું કહી નાંખ્યું? ગોભદ્રે આ લોકમાં પરદારાના પ્રસંગથી થતી હાનિ પણ બતાવી અને પરદારાના પ્રસંગથી પરલોકમાં થતી હાનિ પણ બતાવી. ગોભદ્રે પરદારાના પ્રસંગથી થતું દુન્યવી નુકસાન પણ બતાવ્યું અને આત્મિક નુકસાન પણ બતાવ્યું. પરદારાના પ્રસંગથી, અનેકોની સાથે વૈર

અંધાય કે નહિ ? પરદારાના પ્રસંગથી, ધનનાશ આદિ અનેકવિધ અનર્થોના ભોગ બનવું પડે કે નહિ ? પરદારાના પ્રસંગથી, મરીને નરકે જવું પડે, એમેય બને ને ? પરદારાનો પ્રસંગ, વડિલો આદિ પ્રત્યે અવિનીત બનાવે તથા પરાભવ પમાડનારો પણ બને ને ? પરદારાના પ્રસંગને લીધે માણુસની અપકીર્તિ જ થાય ને ? પરદારાના પ્રસંગથી, માત્ર એ પ્રસંગને કરનારની જ આબરૂ જાય અને બદનામી થાય એમ નહિ, પણ એના કુળની ય બદનામી થાય, એમ પણ ખરૂં ને ? એક પરદારાના પ્રસંગને કારણે માણુસ બીજાં પણ ઘણાં પાપોને આચનારો બની જાય કે નહિ ? અને એથી, એ માણુસમાં જે ગુણો હોય, તે ગુણોનું સ્થાન માત્ર અવગુણો જ લે ને ? તેમ જ, પરદારાનો પ્રસંગ, ઉત્તરોત્તર અધર્મની પરિણુતિને જ પેદા કરનારો બને ને ? અને એથી, ધર્મની પરિણુતિ હોય તોય તે પ્રાય· એ પ્રસંગના પરિણામે ભાગી જવા પામે, એવું પણ બને ને ? પરદારાનો પ્રસંગ, કોઈ વાર જીવલેણ નીવડે, એમ પણ બને ને ? એટલે, પરદારાના પ્રસંગની ઈચ્છા કરવી, એ સુખના નાશની અને દુઃખની પ્રાપ્તિની ઇચ્છા કરવા સમાન જ છે ને ? ગોભદ્રે પરદારાના પ્રસંગથી કેવા કેવા અનર્થો નીપજે છે—એનું વિવેચન કર્યું છે વિદ્યાસિદ્ધને માટે, પણ તમારે તો એમ જ માનવું જોઈએ કે—' આ વિવેચન મારે માટે કરાયું છે ! ' આ વિવેચનને સાંભળીને, જેઓ પરદારાના પ્રસંગથી પર હોય, તેમણે, કદી પણ ભૂલે—ચૂકેય પરદારાનાં પ્રસંગમાં પડી જવાય નહિ—એની કાળજી રાખવી જોઈએ; અને જેઓ પરદારાના પ્રસંગમાં હોય, તેમણે,

પરદારાના પ્રસંગને તજી દઈને, થઈ ગયેલા પરદારાના પ્રસંગને માટે, સુગુરૂઓની પાસે આલોચનાદિ કરવાપૂર્વક પ્રાયશ્ચિત્ત લઈને અને તે પ્રાયશ્ચિત્તને સારી રીતિએ કરીને, પોતાના પાપની શુદ્ધિને સાધવાનો પ્રયત્ન કરવો જોઈએ.

## પર સાથેના પ્રસંગથી બચવાને માટે પર સાથેના સંસર્ગનો જ ત્યાગ કરતા રહેવું જોઈએ.

પુરૂષે જેમ પરદારાના પ્રસંગને તજવો આવશ્યક છે, તેમ સ્ત્રીએ પરપુરૂષના પ્રસંગને તજવો એ પણ આવશ્યક છે. પરદારાનો પ્રસંગ પુરૂષને અને પરપુરૂષનો પ્રસંગ સ્ત્રીને, કેટલીક નીચી હદે લઈ જાય અને કેવા કેવા સંયોગોમાં મૂકી દે, એ કહી શકાય નહિ. આત્મહત્યા અને ખૂન જેવા પ્રસંગો પણ એમાંથી જન્મે છે. પરના પ્રસંગને કરનારાં જીવથી ગયા પછીથી પણ, કેટલીક વાર એ સ્ત્રી-પુરૂષનાં કુટુંબો વચ્ચે વૈરપરંપરા ચાલ્યા કરે છે. પરના પ્રસંગથી ધનાદિકની હાનિ પણ થાય છે અને કીર્તિ આદિની હાનિ પણ થાય છે. પરના પ્રસંગથી બચવાને માટે, સ્ત્રીએ પરપુરૂષના અને પુરૂષે પરસ્ત્રીના સંસર્ગથી, જેમ બને તેમ, આઘા ને આઘા રહેવું જોઈએ. જ્ઞાનિઓએ વિજાતીય સંસર્ગને બહુ ભૂંડો કહ્યો છે. વિજાતીય સંસર્ગ, એ અગ્નિ પાસે ઘીને મૂકવા જેવો છે. વિષયની વાસના અનાદિકાલીન છે અને તેને જો થોડી પણ અનુકૂળ સામગ્રી મળી જાય, તો તેને ઉત્તેજિત થઈ જતાં વાર લાગતી નથી. વિષયની વાસના ઉત્તેજિત થઈ ગયા પછીથી સાવધગીરી આવી જાય,

મન ઉપર કાબૂ મેળવી લેવાય અને વિજાતીય સંસર્ગથી દૂર ખસી જવાય તો તો ઠીક છે; પરન્તુ, વિષયની વાસના ઉત્તેજિત થઈ ગયા પછીથી, જો સામેથી અનુકૂળતા પ્રાપ્ત થઈ જાય. તો એ વખતે જીવને વિષયની વાસનાથી વિરામ પામવું. એ બહુ ભારી પડી જાય છે. પછી તો, મોટે ભાગે ચસકો લાગી જાય છે. સ્વસ્ત્રીના વિષયમાં તો પ્રાયઃ એવું પણ બને છે કે-એ તો છે જ, જ્યારે પરસ્ત્રીના પ્રસંગમાં આવી ગયેલો જીવ, મોટે ભાગે ઘણો મૂઢ બની જાય છે. સ્વસ્ત્રી એ તો સ્વાધીન વસ્તુ છે, જ્યારે પરસ્ત્રી સ્વાધીન નહિ હોવાના કારણે અને પરસ્ત્રીની સાથેના પ્રસંગ માટે ઘણું છાનું-છપનુ કરવું પડતું હોઈને, પરસ્ત્રીના પ્રસંગમાં આવેલા જીવનું મન, પ્રાયઃ વ્યાકુળ રહ્યા કરે છે. પરનો સંસર્ગ વધતે વધતે પર સાથેના પ્રસંગની ઝંખના જન્માવે છે અને પર સાથેના પ્રસંગની ઝંખના પેદા થતાં જે અનર્થો જન્મવા પામે છે, એ અનર્થોનો ગોભદ્રે સુન્દર ખ્યાલ આપ્યો છે. પર સાથેના પ્રસંગથી નીપજતા અનર્થોથી બચવાને માટે, સૌથી પહેલું કરવા યોગ્ય તો એ છે કે-જેમ બને તેમ પરની સાથેના સંસર્ગનો જ ત્યાગ કરતા રહેવું.

<u>સ્વસ્ત્રીની સાથેનો વર્તાવ પણ મર્યાદિત જોઈએ :</u>

વિજાતીય સંસર્ગનો જેમ બને તેમ ત્યાગ કરતા રહેવાની મનોવૃત્તિ ક્યારે જન્મે ? એ માટે, વિષયસેવન પ્રત્યે ઘૃણાભાવ જન્મવો જોઈએ. વિષયસેવન, એ અકરણીય છે, એવો દૃઢ નિશ્ચય થઈ જવો જોઈએ. વિષયસેવન અક-

કરણીય છે-એવો દૃઢ નિશ્ચય થવા માત્રથી જ, વિષયવાસના મરી જાય નહિ. વિષયસેવન અકરણીય છે-એવો દૃઢ નિશ્ચય થવા છતાં પણ, વિષયવાસના જન્મે અને પીડે, એ શક્ય છે. આથી, વિષયવાસનાને પેદા કરે એવા સંયોગોથી જ જેમ બને તેમ બચતા રહેવું જોઈએ. એટલા માટે તો, કહ્યું કે-'સ્વસ્ત્રીને વિષે પણ મર્યાદા જાળવવી જોઈએ.' વિષયવાસના જ્યારે કાબૂ બહારની બની જાય, ત્યારે એ વિષયવાસનાને શમાવવાને માટે સ્વસ્ત્રીની સાથેનો પ્રસંગ એ જુદી વાત છે, પરન્તુ સ્વસ્ત્રીની સાથેનો વર્તાવ સામાન્યપણે એવો રાખવો જોઈએ કે-વિષયવાસનાને ઉત્તેજન મળે નહિ. આ રીતિએ જે વર્તતો હોય, તે વિજાતીય પર પ્રસંગથી સહેલાઈથી બચી શકે. પોતાની પત્ની અથવા તો પોતાના પતિની સાથે પણ જે મર્યાદા જાળવે, તે તો પરદારા અથવા તો પરપુરૂષની સાથે વધારે મર્યાદા જાળવે ને?

## બ્રહ્મચર્યની નવ વાડોનું પાલન શા માટે?

આમ છતાં પણ, આ સંસારમાં વિજાતીય પર સંસર્ગના પ્રસંગો આવ્યા વિના રહેતા નથી એ સંસર્ગના પ્રસંગો વિષયવાસનાને જન્માવનારા અને ઉત્તેજનારા ન બને, એટલા જ માટે ઉપકારિઓએ બ્રહ્મચર્યની નવ વાડોનું પાલન કરવાનું ઉપદેશ્યું છે. તમે બ્રહ્મચર્યની નવ વાડોનું પાલન કરો છો? ઘણાઓને તો બ્રહ્મચર્યની નવ વાડોનાં નામો પણ નહિ આવડતાં હોય; જેઓને બ્રહ્મચર્યની નવ વાડોનાં નામો આવડતાં હશે, તેઓમાં ય ઘણા એવા હશે, કે જેમને

એ નવ વાડોના સ્વરૂપનું તથા એના મર્મનું જ્ઞાન નહિ હોય; અને જેઓ બ્રહ્મચર્યની નવ વાડોનાં નામોને તથા એના સ્વરૂપાદિને જાણતા હશે, તેઓમાં પણ એ નવ વાડોનું પાલન કરનારા થોડા હશે. બ્રહ્મચર્યની નવ વાડોનુ પાલન, એ વસ્તુતઃ ભીરૂપણું નથી પણ સાવધગીરી છે. બ્રહ્મચર્યની નવ વાડોનું પાલન, બ્રહ્મચર્યના રસને અને અબ્રહ્મ પ્રત્યેની ઘૃણાને સૂચવે છે.

## વિષયવાસના ભારેલા અગ્નિ જેવી·

કેટલાક લેભાગુઓ એવા પાકયા હતા કે–નૈષ્ઠિક બ્રહ્મચર્યના નામે વિજાતીય સંસર્ગનું વિધાન કરવા મંડી પડયા હતા; પણ સરવાળે એમાંથી પાયમાલી જ સર્જાઈ. એવાઓની અમુક અમુક હકીકતો જાણવામાં આવે, ત્યારે લાગે કે–બહારની સફાઈ છે પણ અંદરથી તો ભૂંડા છે. ખૂદ પાંચ મહાવ્રતોને ધરનારા મહાત્માઓને માટે પણ ' આલય વિહાર સમિઓ ' વગેરે કહ્યું. એમ કહીને, પંચ મહાવ્રતધારી નબળા હોય છે–એમ જણાવ્યું નથી; પણ એમ જણાવ્યું છે કે–વિષયવાસના એ ભારેલા અગ્નિ જેવી છે અને તેવા પ્રકારનું નિમિત્ત મળતાં, તે કોઇ વાર ભડકા રૂપ બની જાય, એ શકય છે. એવો કોઈ અનર્થ પેદા થવા પામે નહિ, એ માટે સાવચેતીથી ચાલવું, એ ઉપકારિઓનો ઉપદેશ છે. વિજાતીય પરિચય, અંદરની વિષયવાસના રૂપ અગ્નિને સંકોરે એવો હોય છે. જરાક નજરમાં વિકાર આવ્યો, એટલે એને સળગી ઉઠતાં બહુ વાર નહિ. 'સંકલ્પમાંથી

સંસર્ગ વધે અને એમાંથી સ્પર્શ થાય, પછી બાકી શું રહે ? વિજાતીય પર સંસર્ગમાં જ્યારે જ્યારે આવવું પડે, ત્યારે ત્યારે સામેની સ્ત્રી તરફ મા-બેનનો અને સામેના પુરૂષ તરફ પિતા-બંધુનો ભાવ બન્યો રહે, તેની કાળજી રાખવી જોઈએ. પર ઉપર આંખને ઠરવા જ દેવી નહિ. સૂર્યની સામે નજર સ્થિર થાય છે ખરી ? ઝટ પાછી ફરી જાય છે ને ? તેમ, વિજાતીય પર તરફની નજર પણ ઝટ પાછી ફરવી જોઈએ.

ભોગરસ આંખને ભટકતી રાખે છે :

આજે, આ દૃષ્ટિની બાબતમાં તો, ઘણી ઘણી હદે લોકોનો અધઃપાત થઈ જવા પામેલો જણાય છે. લોકોમાં ભોગની ભૂખ વધી જવા પામી છે, તેનો એ પૂરાવો છે. તમને પ્રાયઃ એમ જ લાગ્યા કરે છે ને કે-તમને તમારા પુણ્યે સંસારની જેટલી સામગ્રી આપી છે, તે બહુ થોડી છે ? તમને જે ભોગસામગ્રી મળી છે, તેનાથી કેઈ ગુણી વધારે ભોગસામગ્રી તમારે જોઈએ છે ને ? તમારે ધન જ ઘણું જોઈએ છે કે ભોગ પણ ઘણા જોઈએ છે ? થોડા ભોગે સંતોષ અનુભવે, એવા કેટલા ? અને, પોતાને મળેલી ભોગસામગ્રીથી જેને સંતોષ ન હોય, એ ડાફોળિયાં માર્યા કરે, એમા નવાઈ છે ? અંદરનો ભોગરસ આંખને ભટકતી રાખે છે, એમ તમને લાગે છે ? ભોગની કોઈ પણ ચીજને જોવાનું મન કરવું, એ લાલચુપણું નથી ? વિજાતીય પરને જોવાને આંખ જે ઉંચી થાય છે, તે વગર લાલચે ઉંચી

થાય છે ? આંખથી જે બગડ્યો, તે પાપથી કેમ બચશે ? કમનસીબનું કાંઈ નહિ ચાલે તો ય, મનથી તો એ પાપ બાંધ્યા કરશે કે નહિ ? મનના પાપે તો રોગો પણ ઘણા વધ્યા છે. તમને એમ નથી થતું કે-પરસ્ત્રી, એ પણ કોઈકની મા, બેન કે બાયડી વગેરે છે ? તમારી મા, બેન કે બાયડી વગેરેને જો કોઈ વિકારી આંખે જુએ, તો તમારા મનમાં શું શું થાય ? એ જ ભાવ જો કોઈ પણ પરસ્ત્રીને જોતાં તમારા હૈયામાં પેદા થાય તો ?

ભોગનો રસ સારાને ય ભામટા ને ભટકતા બનાવે :

પણ ભોગનો રસ, એ બહુ ભૂંડી ચીજ છે. ભોગના રસથી જેઓ પોતાની સ્ત્રીની સાથે પણ નિર્મર્યાદપણે વર્તે છે, તેઓને માટે ય પતન સુલભ છે. જ્યાં સુધી સ્વસ્ત્રીથી ભોગનો રસ પોષાય ત્યાં સુધી તો ઠીક, પરન્તુ કોઈ કારણ-વશાત્ સ્વસ્ત્રીથી ભોગનો રસ પોષાય નહિ, ત્યારે શું થાય ? સ્વસ્ત્રી સદાની માંદી થઈ જાય, કદ્રૂપી થઈ જાય, રીસાઈ જાય, એવા એવા સમયે ભોગનો રસ ઉન્માર્ગે ઘસડી જાય, એ પણ શક્ય છે ને ? ભોગનો રસ તો, સારા પણ માણ-સને ભામટો અને ભટકેલ બનાવી દેવાનું સામર્થ્ય ધરાવે છે. આથી, જેણે પરસ્ત્રીના પ્રસંગથી બચવું હોય, તેણે પોતાના ભોગના રસ ઉપર કાબૂ મેળવવો જોઈએ. અને ભોગના રસ ઉપર કાબૂ મેળવવાને માટે એ વાતનો નિશ્ચય કરી લેવો જોઈએ કે-ભોગ, એ વસ્તુતઃ સ્વસ્ત્રીની સાથે પણ અકરણીય જ છે.

## ગોભદ્ર ભોગી છતાં ભોગરસવાળો નહિ :

ગોભદ્ર ભોગી હતો, પણ ભોગી હોવા છતાંય એ ભોગના રસવાળો તો નહિ જ હતો, એવું તમને તેના અત્યાર સુધીના પ્રસંગો ઉપરથી લાગ્યું ને ? ભોગના વિષયમાં એનું મન જો લુખ્ખું ન હોત અને એનામાં જો ભોગનો રસ હોત, તો જે રાત્રિએ એની પાસે ચન્દ્રલેખા આવી, તે રાત્રિએ એણે શું કર્યું હોત ? એ વખતે એણે જે મક્કમતા દાખવી, તે મક્કમતા તમને સામાન્ય કોટિની લાગે છે ? જેના રૂપ-રંગ આદિમાં બહુ માલ જેવું હોય નહિ, એવી પણ સ્ત્રી જો પ્રાર્થના કરતી અથવા તો ભાર્યાભાવ દર્શાવતી આવી હોય અને એને ભોગવવામાં કુન્યવી કોઈ પણ આપત્તિ આવવાની સંભાવના ન હોય, એકાન્ત હોય અને રાત્રિનો પ્રસંગ હોય, તો એવા વખતે એની સામે વિકારની નજરે જોવું નહિ અને એને બેન બનાવી લેવી, એ સહેલું છે ? એ પણ સહેલું નથી, જ્યારે ચન્દ્રલેખા તો કેવી હતી ? એના પ્રવર રૂપ, યૌવન, શણગાર આદિની વાત તમે સાંભળી છે ને ? વિદ્યાસિદ્ધની આજ્ઞાને કારણે એ નમતી અને ભાર્યાભાવ બતાવતી આવી હતી ને ? છતાં પણ, ગોભદ્રનું રૂંવાડું ય ફરક્યું નથી. શાથી ? એ ભોગી હોવા છતાં ય ભોગના રસવાળો નહિ હતો, માટે ને ?

## મિથ્યા શાસનના વિધાને જન્માવેલો અનર્થ :

'ગોભદ્ર તો એવો છે કે-એને જો એકાન્તે બ્રહ્મચર્યનું પ્રતિપાદન કરનારું આ શ્રી જૈન શાસન મળી જવા

પામ્યું હોત, તો એ સ્વસ્ત્રીની સાથેના વિષયસેવનના પ્રસંગથી પણ કદાચ બચી શક્યો હોત. પરન્તુ એને એવું શાસન મળેલું, કે જે શાસનમાં ઋતુદાનનું અને પુત્રાર્થે સ્વસ્ત્રીના સેવનનું પ્રતિપાદન કરાએલુ છે. એથી ગોભદ્ર સ્વસ્ત્રીની સાથે ભોગ ભોગવતો હતોઃ અને એમ કરતાં એની સ્ત્રી સગર્ભા થઈ. ગોભદ્રની પત્ની શિવભદ્રા સગર્ભા બનતાં, એ પ્રસંગે, ગોભદ્રને અને શિવભદ્રાને કેટલી બધી મુશીબતમાં મૂકી દીધાં ? ગરીબીનાં સઘળાં ય કષ્ટોને સહર્ષ સહન કરી લેનારી શિવભદ્રાને, સુવાવડ વખતે જરૂરી ઔષધવિશેષોને બજારમાંથી ખરીદીને લાવી શકાય—એટલા ધનને મેળવવાને માટે, છેવટ ગંગાકિનારે જવાની પણ ગોભદ્રને પ્રેરણા કરવી પડી. ગોભદ્રને કષ્ટમાં મૂકવાને એ રાજી નહોતી, પણ ધનહીન હાલતે એને લાચાર બનાવી મૂકી હતી. ગરીબીમાં પણ એ જો સગર્ભા બની હોત નહિ, તો ગોભદ્રને એ પોતાના સુખને માટે માનસિક પીડા ઉપજાવે એવી પણ નહોતી. ગર્ભ રહ્યો, એટલે સગર્ભાવસ્થામાં એકલી રહીને પણ તેણીએ ગોભદ્રને ગંગાકિનારા તરફ રવાના કર્યો. ગોભદ્ર આમ નીકળ્યો છે અને એની પાછળ શિવભદ્રાનું મૃત્યુ થઈ ગયુ છે. મિથ્યા શાસનના એક વિધાને પણ કેવો અનર્થ નિપજાવ્યો ? ગોભદ્ર, ભોગના રસવાળો નહિ હોવા છતા પણ માનતો હતો કે—'મારે મારી સ્ત્રીને ઋતુદાન દેવું એ મારો ધર્મ છે.' જુઓ તો ખરા કે—રજસ્વલા થયેલી સ્ત્રી મર્યાદા મુજબ સ્નાન કરે, તે પછી પતિ એની સાથે જે વિષયસેવન કરે, એને માટે

મિથ્યાદૃષ્ટિઓએ ઋતુદાન શબ્દ વાપર્યો છે. એ રીતિએ, એ પણ એક પ્રકારનું દાન છે, એમ કહ્યું છે. અજ્ઞાનનો આ જેવો–તેવો વિલાસ છે ? ગોભદ્રને જો એ સમજાયુ હોત કે–' સ્વસ્ત્રીની સાથેનું વિષયસેવન, એ પણ વસ્તુતઃ તો કરણીય નથી જ અને સમર્થ માણસોએ તો એનો પણ ત્યાગ જ કરવો જોઈએ તથા અસમર્થ માણસોએ મર્યાદાશીલ બનીને ક્યારે સંપૂર્ણ બ્રહ્મચારી બનાય એવો પ્રયત્ન કરવો જોઈએ ' તો ગોભદ્ર કદાચ શિવભદ્રા સાથે ય વિષય–પ્રસંગ કરત નહિ ને ?

ભોગના રસ ઉપર કાબૂ મેળવો :

એટલે, શ્રી જૈન શાસનમાં તો ભોગના ત્યાગનું જ વિધાન કરાએલું છે; અને જેઓ ભોગનો સર્વથા ત્યાગ ન કરી શકે, તેઓએ પણ સ્વસ્ત્રીને વિષે મર્યાદા જાળવીને ભોગના સર્વથા ત્યાગી બનવાનો પ્રયત્ન કરવો, એવું વિધાન કરાએલું છે. પરદારાનો પ્રસંગ, વેશ્યાગમન–એ આદિ ભોગને અંગે નીપજતા અનર્થોને નિવારવાનો, સૌથી ઉત્તમ માર્ગ એ જ છે કે–ભોગના રસ ઉપર કાબૂ મેળવવો. અને ભોગના રસ ઉપર કાબૂ મેળવવાને માટે ભોગ તરફ ઘૃણાભાવ પ્રગટાવવો. ભોગ તરફ ઘૃણાભાવવાળા બનીને ભોગના રસ ઉપર કાબૂ મેળવનારાઓએ પણ, વિજાતીય પર પરિચયથી છેટા ને છેટા રહેવાનો તથા વિજાતીય પર પરિચયમાં સદા સાવધ બન્યા રહેવાનો પ્રયત્ન કરવો જોઈએ. અને એ માટે બ્રહ્મચર્યની નવ વાડોનુ પાલન કરવાને માટે પણ તેઓએ ઉદ્યમશીલ બન્યા રહેવું જોઈએ.

## વિદ્યાસિદ્ધમાં પ્રગટેલો પશ્ચાત્તાપ ને વૈરાગ્યનો ભાવ :

ચન્દ્રલેખા અને ચન્દ્રકાન્તાની સાથે પ્રેમભાવ રાખવાની બાબતમાં, પોતાના ઉપર કશો પણ અવિશ્વાસ નહિ રાખવાનું કહ્યા પછીથી, વિદ્યાસિદ્ધે જ્યારે ગોભદ્રને અન્ય કાંઈ પણ માગી લેવાનું અને નહિ માગવા દ્વારા થતો પ્રણયનો ભંગ નહિ કરવાનું કહ્યું, ત્યારે ગોભદ્રે માગ્યું તો ખરૂં, પણ એવું માગ્યું કે–' તમે પરદારાના પ્રસંગનો ત્યાગ કરો !' આવી માગણી કરીને, ગોભદ્રે, પરદારાનો પ્રસંગ કેટલો બધો ભૂંડો છે અને એથી આત્મિક તથા દુન્યવી તેમ જ આ લોક સંબંધી અને પરલોક સંબંધી કેવા કેવા પ્રકારનું જીવને નુકસાન થાય છે, એનું વિસ્તારથી વર્ણન કર્યું. ગોભદ્રે કરેલા એ વર્ણનને તમે સાંભળી ચૂકયા છો. એ વર્ણનના શ્રવણથી તમને કેવી અસર થઈ, એ તો તમે જાણો; પરન્તુ વિદ્યાસિદ્ધ ઉપર તો ગોભદ્રના કથનની ઘણી જ સુન્દર અસર થવા પામી. અને એથી વિદ્યાસિદ્ધે તત્કાળ ગોભદ્રની માગણીને સ્વીકારી લીધી. પરદારાના પ્રસંગથી થતાં નુકસાનો સંબંધી ગોભદ્રના કથનને સાંભળતાં, વિદ્યાસિદ્ધના અન્તઃકરણમાં, પોતે કરેલા પરદારાના પ્રસંગના સંબંધમાં ગાઢ પસ્તાવો પેદા થઈ જવા પામ્યો; એટલું જ નહિ, પણ વિદ્યાસિદ્ધનું ચિત્ત, વૈરાગ્યનો જે માર્ગ, તેમાં સંલગ્ન થઈ ગયું.

## સ્વસ્ત્રી સિવાયની સર્વ સ્ત્રીઓના પ્રસંગનો જીવનભરને માટે વિદ્યાસિદ્ધે કરેલો ત્યાગ

આ રીતિએ જેના અન્તઃકરણમાં ગાઢ પશ્ચાત્તાપ પેદા-

થઈ જવા પામ્યો છે અને જેનું ચિત્ત વૈરાગ્યમાર્ગમાં સંલગ્ન થઈ ગયું છે એવો વિદ્યાસિદ્ધ, પ્રમોદભર હૈયે ગોભદ્રને કહે છે કે–'ગોભદ્ર! તેં મને ઘણો સારો ઉપદેશ આપ્યો, ઘણો જ સારો ઉપદેશ આપ્યો! ખરેખર, આજે તો તેં અપાર એવા પાપસમુદ્રમાંથી મારો સુન્દર પ્રકારે ઉદ્ધાર કર્યો છે! આજથી, અત્યારથી જ હું સ્વદારાના પરિભોગને છોડીને, જીવનભરને માટે, અન્ય સર્વ સ્ત્રીઓના પ્રસંગને તજી દઉં છું!'

વિદ્યાસિદ્ધે માત્ર પરસ્ત્રીના પ્રસંગનો ત્યાગ કર્યો એમ નહિ, પરન્તુ સ્વસ્ત્રી સિવાયની સર્વ સ્ત્રીઓના પ્રસંગનો વિદ્યાસિદ્ધે ત્યાગ કર્યો.

સ૦ એમા ફેર શો?

વેશ્યા, કુમારિકા વગેરે જેમ સ્વસ્ત્રી નથી, તેમ પરસ્ત્રી પણ નથી ને? વિદ્યાસિદ્ધે તો એ બધાનો પણ ત્યાગ કર્યો. એક માત્ર સ્વસ્ત્રીને છોડીને, સર્વ સ્ત્રીઓનો ત્યાગ! વિદ્યાસિદ્ધનો આ જેવો–તેવો પલટો છે? લાગે છે ને કે–એનામાં લાયકાત તો ઘણી હતી, પણ એ દબાએલી પડી હતી? ગોભદ્ર જેવો મળી ગયો અને ગોભદ્રે અવસર જોઈને કહેવા જેવું કહ્યું, એટલે દબાઈને પડી રહેલી એ લાયકાત એકદમ પ્રગટ થઈ ગઈ.

વિદ્યાસિદ્ધની વિદાય:

વિદ્યાસિદ્ધની આવા પ્રકારની પ્રતિજ્ઞાને સાંભળીને, ગોભદ્ર કહે છે કે–'આર્ય! હવે મને મારા વાંછિત અર્થનો

લાભ થઈ ગયો! સ્વજનાદિની કુશળકથાઓમાં આપ મને યાદ કર્યા કરજો!'

ગોભદ્રે આ પ્રમાણે કહેતાંની સાથે જ વિદ્યાસિદ્ધ ઊભો થઈ ગયો તેણે પોતાના બન્ને હાથ જોડીને સૌને પ્રણામ કર્યા. માત્ર ગોભદ્રને જ નહિ, પરન્તુ ચન્દ્રલેખાને અને ચન્દ્રકાન્તાને પણ પ્રણામ કર્યા. એ વખતે, સ્નેહવશ એની આંખોમાં ઝરઝરિયા આવી ગયાં અને એથી એની આંખો સ્ફુરવા લાગી. પછી તે ત્યાંથી રવાના થયો. ચન્દ્રકાન્તા વગેરે તેને તે વખતે આદરપૂર્ણ નેત્રોથી જોઈ રહ્યાં હતાં.

## વિદ્યાસિદ્ધના ગુણોની યાદ.

વિદ્યાસિદ્ધ જતે જતે જ્યાં સુધી આંખોએથી દેખાયો, ત્યાં સુધી તો ગોભદ્રે જતા એવા એને જોયા જ કર્યો. જ્યારે વિદ્યાસિદ્ધ દૃષ્ટિ બહાર થઈ ગયો, ત્યારે ગોભદ્રે, ક્ષણભરને માટે તો, વિદ્યાસિદ્ધના વિરહની વેદનાને લીધે, શૂન્યતા અનુભવી. તે પછી, થોડીક વારે સ્વસ્થ થઈને ગોભદ્ર બોલ્યો કે–'અહો, શો એનો વચનવિન્યાસ! શો એનો પાપપરિહાર! શું એનું ભીરૂપણું! શી એની વિનીતતા! શો એનો સુગુણોના સમુપાર્જનમાં સમુદ્યમ! શું એનું અસદૃશ એવું દાક્ષિણ્ય!'

વિદ્યાસિદ્ધના પરિચયને યાદ કરતે કરતે ગોભદ્ર આ પ્રમાણે બોલ્યો, એ વખતે ચન્દ્રલેખાએ ગોભદ્રને કહ્યું કે–'વસ્તુતઃ તો તમારા પ્રભાવનો જ એ પડઘો છે. દેડકું કોઈ પારિયાની માફક સર્પની ફણાને કુદતું કુદતું ઓળંગી

જાય, એ ગારૂડિકના સામર્થ્ય વિના દેડકાને માટે શક્ય નથી અને ઉન્મત્ત એવો હાથી સીધે સીધો માર્ગે ચાલે, એ હાથમાં તીક્ષ્ણ અંકુશવાળા મહાવત વિના શક્ય નથી.'

ગોભદ્ર પોતાને ગામે :

આ પછીથી, ચન્દ્રલેખાને ત્યાં ગોભદ્રે કેટલાક દિવસો વિવિધ સંકથાઓ કરતે કરતે પસાર કર્યા. ત્યાર બાદ, કોઈ એક દિવસે, ગોભદ્રે ચન્દ્રલેખાને કહ્યું કે–'મને મારે ઘરેથી નીકળ્યે ઘણા દિવસો થઈ ગયા છે, માટે મને જવાની તમે અનુજ્ઞા આપો! સગર્ભા એવાં તમારાં ભાભી અત્યારે ત્યાં કેવાક પ્રકારે વસતાં હશે, તે તો જાણી શકાતું નથી."

ગોભદ્રે આ કહ્યું, તે ચન્દ્રલેખાએ સાંભળી લીધું, પણ ગોભદ્રને તરત જ જવાની રજા આપી નહિ; પરન્તુ તે પછીથી કેટલાક દિવસો સુધી ગોભદ્રને પોતાને ઘરે રાખ્યા બાદ, કોઇ એક સમયે તેણીએ, ગોભદ્રને ઘણાં રત્નો આપવાપૂર્વક ગોભદ્રનું સન્માન કરીને, ગોભદ્રને વિદાય દીધી અને ગોભદ્ર પણ માર્ગે કથાનક વિશેષને કરતો થકો પોતાના સ્થાન રૂપ પોતાના ગામે પહોંચી ગયો.

ગોભદ્રનું સ્મશાન જેવું ભયાવહ ઘર

ગોભદ્ર પોતાના ગામે પહોંચ્યો, એટલે પોતાની પત્ની શિવભદ્રાને જોવાની ઉત્સુકતાથી તે પોતાના ઘર તરફ જ સીધો ચાલ્યો. દૂરથી તેણે તેના ઘર તરફ નજર કરી, તો એને પોતાના ઘરનું દ્વાર ભાંગી ગયેલું દેખાયું. તેણે જોયું કે–ઘર પડી ગયું છે અને એથી ઘરની જે ભૂમિ, તેના

ઉપર ધૂળનાં થર બાઝી ગયાં છે. વળી, ઘરની એ જમી-નમાં ખાડા ખોદીને સુઈ ગયેલાં કુતરાંઓ ઘુરઘુરિત એવો ઘોર અવાજ કરતાં હતાં અને એથી પણ એ જગ્યા ભીષણ ભાસતી હતી. એ જગ્યામાં ઉંદરોએ ઘણાં બીલો પણ બનાવી દીધાં હતાં. આ બધાને લઈને, ગોભદ્રને, પોતાનું એ ઘર સ્મશાન જેવું ભયાવહ લાગ્યું.

પોતાના ઘરની આવી હાલત થઈ ગયેલી જોઈને, ગોભદ્રનું હૈયું ક્ષોભ પામી ગયું! એમ થાય ને કે–'આ શું થઈ ગયું? ઘરની જ્યારે આવી હાલત થઇ ગઈ છે, તો પછી મારી ધર્મપત્ની શિવભદ્રાનું વળી શુંય થઈ ગયું હશે?'

પાડોશણ બાઇનો વિવેક:

વધારે ચિન્તા કર્યા વિના, શું બન્યું છે તે જાણવાને માટે, ગોભદ્ર, એની પાડોશણ બાઈની પાસે ગયો અને એ બાઈને ગોભદ્રે હકીકત પૂછી. એ પાડોશણ બાઈએ પણ ગોભદ્રને ઓળખી લીધો.

ગોભદ્રને ઘણા વખતે પાછો ફરેલો જોઈને, એ પાડો-શણ બાઈના હૈયામાં પ્રણયભાવ પ્રગટ્યો અને એથી એ બાઇએ ગોભદ્રને પોતાને ઘરે બોલાવ્યો. ગોભદ્ર એ બાઈના ઘરમાં ગયો, એટલે એ બાઈએ તેને બેસવાને માટે આસન અપાવ્યું અને ગોભદ્રના પગ ધોવડાવ્યા. પછી એ બાઇએ કહ્યું કે–'હમણાં તો તમે ભોજન કરી લો.'

પાડોશણ બાઈએ આ બધું કર્યું, પણ તેણીએ શિવ-ભદ્રા વિષે કે ગોભદ્રના ઘરની થયેલી અવદશા વિષે એક

શબ્દ સરખો પણ ગોભદ્રને કહ્યો નહિ. શિવભદ્રાનું શું થયું છે અને શાથી ગોભદ્રનું ઘર પડીને ઉકરડા જેવું થઈ ગયું છે—એ વિષે, ગોભદ્રની એ પાડોશણ બાઈને ખબર નહોતી એમ નહિ, પણ એ આર્ય દેશની બાઈ હતી: તેણીમાં વિવેક હતો. પોતાનો પાડોશી ઘણે સમયે લાંબો પંથ કાપીને આવ્યો હોય, ત્યારે એને દુ:ખ ઉપજાવે એવી વાત એકદમ કહેવી નહિ, પણ પ્રહેલાં તો એને સત્કાર કરીને ઠારવો અને તે પછી ધીમેથી સાચી હકીકત કહેવી, એવું એ બાઈના મનમાં હતું. આથી, ગોભદ્રે જ્યારે એ બાઈને પોતાની પત્ની વિષે તથા ઘર વિષે પૂછ્યું, ત્યારે એ બાઈએ ગોભદ્રને એ સંબંધી કાંઈ જ કહ્યું નહિ; અને ગોભદ્રનો સત્કાર કરવાના કાર્યમાં એ બાઈ ગુંથાઈ ગઈ.

બાઈએ તો આમ વિવેક વાપર્યો, પરન્તુ ગોભદ્રના શરીરમાં તો પોતાના ઘરની તેવા પ્રકારની દશાને જોતાં દાહ ઉત્પન્ન થઈ જવા પામ્યો હતો. એ કારણે, અત્યારે ગોભદ્રને સત્કાર ખપતો નહોતો, પણ ખૂલાસો ખપતો હતો. આથી, ગોભદ્રે, ફરીથી પણ એ બાઈને પોતાના ઘર સંબંધી હકીકત પૂછી.

ગોભદ્રે ફરીથી પૂછ્યું, ત્યારે પણ એ પાડોશણ બાઈએ વિચાર કર્યો કે—'જો અનિષ્ટ કહેવાનું હોય, તો તે ભોજન કરાવ્યા પહેલાં કહેવું નહિ, પણ ભોજન કરાવ્યા પછીથી જ કહેવું, એવો લોકવાદ છે.'

આવો વિચાર કરીને, એ પાડોશણ બાઈએ ગોભદ્રને

કહ્યું કે-' તમારી પત્ની પીયર ગઈ છે અને બાકીની હકીકત હું તમને પછીથી કહીશ, માટે હાલ તમે ભોજન કરી લો.'

આ પછીથી, પોતાનું હૈયું આકુલ બની ગયેલું હોવા છતાં પણ, એ પાડોશણ બાઈના આગ્રહને આધીન બનીને, ગોભદ્રે ભોજન કર્યું.

પાડોશી ધર્મમાંય પોલાણ?

તમે આ રીતિએ તમારા પાડોશી પ્રત્યે પ્રેમભાવ બતાવતા હશો ને? તમારો પાડોશી બહારગામથી આવે, તે વખતે એનું ઘર બંધ હોય, તો તમે એને તમારે ત્યાં બોલાવીને, ભોજનાદિથી એનો સત્કાર કરો ને? અને ખાસ કરીને, એને અનિષ્ટ એવું કાંઈ બની ગયું હોય, તો તે તરત કહો નહિ ને?-પહેલાં નિરાંતે બેસાડીને જમાડો અને પછી કહો?, કે પેલો એના ઘર પાસે ઉભો હોય ત્યાં જ એ વાત કહી દો? અનિષ્ટ બનાવની વાત એકદમ કહી દેવામાં આવે, તો તેથી સામાને વધારે દુઃખ થાય, એવું સમજો છો ખરા? અનિષ્ટ બનાવની વાત કહેવી તો પડે, પણ તે પહેલાં સામાને સત્કારીને ઠારવો, એ જરૂરી ખરૂં કે નહિ? પણ એમાંય, ઉદારતા અને વિવેક જોઈએ છે. 'ઝટ દઈને કહી દીધું હોય, તો આપણે કાંઈ કરવું પડે નહિ'-આવો વિચાર કરનારાઓ પણ હોય ને? એમાં હૈયાની કઠોરતા રહેલી છે. કોઈને પણ દુઃખ ઉપજવાનું જાણીને સહાનુભૂતિના જેવો ભાવ મનમાં પ્રગટવો જોઈએ. અને એમ થવું જોઈએ કે-'આને જેમ બને તેમ દુઃખ

ઓછું ઉપજે એવું મારે કરવું જોઇએ.' આ તો આર્ય દેશમાં અતિશય રૂઢ એવા પાડોશી-ધર્મની વાત છે. આમાં પણ આજે પોલાણ પડી ગયા જેવું જ થઇ ગયું છે ને?

## શિવભદ્રાના મૃત્યુના સમાચારથી આઘાત

પાડોશણ બાઈના આગ્રહથી ગોભદ્રે ભોજન કરી લીધા બાદ આચમન કરી લીધું. ગોભદ્રે આચમન કરી લેતાં, સુખાસન ઉપર બેઠેલા ગોભદ્રને તેની તે પાડોશણ બાઇએ કહેવા માંડયું કે-'ગોભદ્ર! તમારા ગયા પછીથી, કેટલાક દિવસો બાદ, તમારા વિયોગના દુઃખે કરીને સમજો કે તેવા પ્રકારના કોઈ વ્યાધિએ કરીને સમજો, પણ શિવભદ્રાનું શરીર ઘણું જ ક્ષીણ થઈ જવા પામ્યું હતું. શિવભદ્રાનું શરીર ઘણું ક્ષીણ થઈ ગયું હતું અને 'તેમાં તેણીના શરીરમાં અચાનક જ શૂલની ગાઢ વેદના ઉત્પન્ન થઈ જવા પામી. એ વેદનાને લીધે તેણીનું શરીર આકુળ-વ્યાકુળ થઈ જવા લાગ્યું. ઔષધો કરવા છતાં પણ, તેણીના શરીરે કાંઈ જ ફાયદો થયો નહિ અને એક મુહૂર્ત્ત માત્રમાં તો તેનું મૃત્યુ પણ થઈ ગયું.'

આ હકીકતને સાંભળતાંની સાથે જ, શિવભદ્રાના વિયોગ રૂપી વજ્રથી ગોભદ્રનું હૈયું જર્જરિત થઇ ગયું. અને એથી ક્ષણવારને તો ગોભદ્રે મૂર્ચ્છિતની જેમ વ્યતીત કરી. ત્યાર બાદ, ગોભદ્રે પોક મૂકીને કરુણ શબ્દોને ઉચ્ચારતે ઉચ્ચારતે રોવા માંડયું. કોઈને પણ પોક મૂકીને કરુણ રૂદન કરતો સાંભળીને તો લોકો ભેગા થઇ જાય

ને ? અને તેઓ રોતા માણસને આશ્વાસન આપવાનો પ્રયત્ન કરે ને ? ગોભદ્રને પણ, નિકટવર્તી માણસોએ સારી રીતિએ આશ્વાસન આપીને શાન્ત કર્યો. પછીથી ગોભદ્રે શિવભદ્રાના મૃત્યુ સંબંધી જે કાર્યો પોતાને કરવાનાં હતાં, તે કર્યાં.

## સમય જતાં શોક ઘટી ગયો :

આ બનાવ બની ગયા પછીથી, જેમ જેમ સમય વીતવા લાગ્યો, તેમ તેમ ગોભદ્રનો શોક ઘટવા લાગ્યો. ગોભદ્રને શિવભદ્રા ઉપર સારો એવો રાગ હતો અને એ કારણે શિવભદ્રાના મૃત્યુના સમાચારને સાંભળતાં ગોભદ્રને ઘણું લાગી આવ્યું, પરન્તુ ગોભદ્ર કાંઈ મૂઢ નહોતો. પહેલાં એ ઘણો જ ગરીબ હોવા છતાં પણ, ધનવાનોનાં દુઃખોનું ચિન્તવન કરીને, સંતોષથી અને અદીનતાથી દિવસોને પસાર કરતો હતો ને ? ધનવાનોનાં દુઃખોનું એણે જે ચિન્તવન કર્યું હતું, તે તમને યાદ છે ? ધનના સંબંધમાં એ જેમ નિરપેક્ષ જેવો હતો, તેમ ભોગના સંબંધમાં પણ એ નિરપેક્ષ જેવો હતો. એને રસ હતો, એક માત્ર પરનું કાર્ય કરવામાં અને પોતાના શાસ્ત્ર મુજબનાં અનુષ્ઠાનોનું આચરણ કરવામાં. એના ખ્યાલમાં જેટલો સદાચાર આવ્યો હતો, તેટલા સદાચારને એણે પોતાના આચરણમાં ઉતાર્યો હતો. એવો વિદ્વાન્, સદાચારશીલ, સંતોષી અને ભયંકર ગરીબીમાં પણ સંતોષથી જીવનારો તેમ જ જીવિતવ્યને ક્ષણવિનશ્વર આદિ માનનારો ગોભદ્ર, શિવભદ્રાના

વિરહના શોકમાં લાંબા વખતને માટે ડૂબ્યો રહે, એ શક્ય છે ? રાગને લીધે તત્કાળ શોકનો ઉછાળો આવ્યો અને પોતે પરદેશ ગયો ને પાછળ આવું બન્યું, એ વાત યાદ આવતાં કોઈ કોઈ વાર રાગને લીધે લાગી આવે એમ પણ બને; પરન્તુ આવા માણસોનો શોક લાંબા સમયને માટે ટકી શકે નહિ.

લોકોએ ફરી પરણવાનું કહેતાં ગોભદ્રે દીધેલો જવાબ :

સમય જતાં ગોભદ્રનો શોક ઘટી ગયો. અને તેમ થતાં, કોઇ એક વેળાએ લોકોએ ગોભદ્રની પાસે આવીને ગોભદ્રને કહ્યું કે–'ગોભદ્ર ! તમે સ્ત્રીનો સંગ્રહ કરો, એટલે કે–તમે પુનઃ પરણો. જે મરી ગઈ, તેના શોકને મૂકી દો, કારણ કે–સંસારના જેટલાં વિલસિતો છે, તેની ગતિ આવા જ પ્રકારની હોય છે.'

લોકોએ ગોભદ્રને આ પ્રમાણે કહ્યું, એના જવાબમાં ગોભદ્રે જે કાંઈ કહ્યું છે, તે ખરેખર જ મનનીય છે. મિથ્યાદૃષ્ટિ હોવા છતાં પણ, એનું જ્ઞાન કેવા ઉમદા પ્રકારનું છે અને એનો ભાવ કેવો વિરાગથી ભરેલો છે, તેનો સુન્દર ખ્યાલ, ગોભદ્રે આપેલા આ જવાબથી આવી શકે તેમ છે. ઉપરાન્ત, ધનની પ્રાપ્તિ, આવા પણ માણસના હૈયામાં કેવો ભાવ પેદા કરનારી બની જાય છે, એનો ખ્યાલ પણ ગોભદ્રે આપેલા આ જવાબથી આવી શકે તેમ છે. ગોભદ્રે શો જવાબ આપ્યો, એ તમારે સાંભળવું છે ને ? શા માટે ? કેવળ જાણવાને માટે ? કે, સાર ગ્રહણ કરવાને માટે પણ ?

ઘણા બોધપાઠો તારવી શકાય:

ગોભદ્રની પાસે ફરીથી પરણવાની વાત લઈ આવેલા લોકોને. ગોભદ્રે, પહેલાં તો એમ જ કહ્યું કે-' ફરીથી પરણવું, એ તો અત્યન્ત અઘટિત છે '

આમ કહીને, ફરીથી પરણવું એ શા માટે અત્યન્ત અઘટિત છે, એ વાતને વિસ્તારથી સમજાવતાં, ગોભદ્રે કહેવા માંડ્યું કે-' આશ્ચર્યની અગર ખેદની વાત તો એ છે કે-પહેલાં હું દ્રવ્યોપાર્જન કરવાને માટે દેશાન્તરે ગયો. દેશાન્તરે ગયેલા મેં, લાંબા કાળ સુધી ક્લેશને ભોગવવા દ્વારા ધન મેળવ્યુ અને ધન મળતા હુ મારે ઘરે પાછો ફર્યો. દેશાન્તરેથી જ્યારે હું ઘર તરફ આવી રહ્યો હતો, ત્યારે મારા મનમાં એમ હતું કે-હવે તો હું ઘેર જઈને, અન્ય સર્વ કાર્યોથી નિરપેક્ષ બની જઈશ અને મારી પત્નીથી પરિવર્યો થકો હું પાચેય પ્રકારના વિષયસુખને ભોગવીશ. પરન્તુ, ભવિતવ્યતાના વશે કરીને, મારી એ ધર્મપત્ની જ અકાળે મરણને શરણ થઈ ગઇ. આવી સ્થિતિમા, એવું તે કયુ કાર્ય છે, કે જે કાર્યને માટે હું બીજી સ્ત્રીને પરણું ? મારી પહેલી પત્ની જેમ મરણને પામી, તેમ હું જેને હવે પાછો પરણું, તે સ્ત્રી પણ જો મરી જાય, તો પુનઃ પરણવા આદિના જે કાંઈ પણ આરંભો મેં કર્યા હોય, તે સર્વેય આરંભો, ફરીથી પણ નિષ્ફળ જ નીવડે. પંડિતજન, પોતાના જીવિતવ્યને વિષે પણ કેમ કરીને વિશ્વાસને ધારણ કરી શકે ? કારણ કે-મુખના શ્વાસોચ્છ્વાસના મિષે કરીને, જીવિતવ્ય સદાને માટે આવ-જાવ કર્યા જ કરે છે. વળી

કૃપાહીન એવો કૃતાન્ત, કે જેના પરાક્રમનું કુશળપણું જોડા-એલાને તોડવામાં જ છે, તે જ્યારે સ્વચ્છન્દપણે વિહરી રહ્યો છે, ત્યારે સંસારમાં એવું સ્થાન કયું છે, કે જે સ્થાને સ્થિરબુદ્ધિ જન્મી શકે ? ભાર્યા, ધન અને પરિજનોના સંગમથી જો સુખ છે, તો તે સુખ સરસવની ઉપમાને પામી શકે એટલું માત્ર છે, જ્યારે એ બધાના વિયોગના યોગે તો નિયમા એવું દુઃખ પમાય છે, કે જે દુઃખને મેરૂની ઉપમા ઘટી શકે. આ કારણે, સ્ત્રી સંબંધી વિષયની જે તૃષ્ણા, કે જે ઘણા ક્લેશે કરીને સહિત છે, તેનાથી મારે સર્યું ! વળી, આટલી મોટી વયે વિષયાશા, એ તો હીલના-નિન્દાનું સ્થાન છે.'

ફરીથી પરણવાનું કહેવાને માટે આવેલા લોકોને, ગોભદ્રે જે જવાબ આપ્યો, તે તમે સાંભળ્યો ને ? તમને લાગ્યું ને કે–ગોભદ્રે જે જવાબ દીધો છે, તેમાંથી ઘણા બોધપાઠો તારવી શકાય તેમ છે ?

<u>ધનોપાર્જનને માટે વેઠવાં પડતાં કષ્ટો :</u>

દ્રવ્યનું ઉપાર્જન કરવાને માટે, માણસ, ઘર પણ છોડે છે, ગામ પણ છોડે છે અને દેશ પણ છોડે છે. આ રીતિએ પરદેશ જનારાઓને, ઘણી વાર, ઘણાં કષ્ટો વેઠવાં પડે એ સ્વાભાવિક છે. પરદેશમાં જઈને પણ ધન મેળવવું, એ કાંઈ સહેલી વસ્તુ નથી. ધનોપાર્જન માટે માણસને અનેકવિધ મુશીબતોમાંથી પસાર થવું પડે છે. ધનોપાર્જ-નની ઈચ્છા તીવ્ર હોવાના કારણે, તમને લોકોને ધનોપા-

ર્જનને માટે ભોગવવાં પડતાં કષ્ટો એ કષ્ટો રૂપ લાગતાં નથી. જેમ મોક્ષના અર્થી મહા મુનિઓને, જીવલેણ એવા પણ ઉપસર્ગો દુઃખદાયક લાગ્યા નહિ, એમ જ ને ? એ ઉપસર્ગોથી દુઃખ નહોતું જ અનુભવાયુ એમ નહિ, પરન્તુ મોક્ષની ઇચ્છાને લઈને તથા મોક્ષસુખ સારી રીતિએ સધાઈ રહ્યું છે—એમ લાગતું હોવાના કારણે, એ મહા મુનિઓને, કારમાં પણ કષ્ટો કષ્ટ રૂપ લાગ્યાં નહિ. એની માફક, ધનોપાર્જનને અંગે, સામાન્ય રીતિએ તો માણસને ઘણાં ઘણાં કષ્ટો વેઠવાં પડે છે. પણ ધનનો લાભ અને ધનલાભની આશા, એ કષ્ટોને પણ કષ્ટ રૂપ લાગવા દેતી નથી. ધનોપાર્જનને માટે, તમારે ઘણા આરામનો અને ઘણા આનન્દનો ભોગ આપવો પડે છે ને ? તેમ જ, શરીર કેટલીક વાર ના પાડતું હોય તો ય તમારે ઉદ્યમ કરવો પડે છે તથા અનેકવિધ ચિન્તાઓને વેઠવી પડે છે, એ વાત પણ બરાબર છે ને ?

સ૦ આમાં મહા મુનિઓનુ ઉદાહરણ ?

જેઓ ધનમાં જ સર્વસ્વ માનતા હોય, તેમને માટે એ ઉદાહરણ સારી રીતિએ બંધબેસતું થાય ને ? કારણ કે—મહા મુનિઓને મન જેમ એક માત્ર ધર્મ જ ઉપાદેય હોય છે, તેમ ધનમાં સર્વસ્વને માનનારાઓને મન ધન એ જ એક ઉપાદેય હોય છે. મહા મુનિઓ પોતે ખૂબ ખૂબ સહન કરીને પણ સારાં સારાં ધર્મકાર્યોને કરવાને માટે તત્પર રહે છે, જ્યારે ધનમાં સર્વસ્વ માનનારાઓ

ખૂબ ખૂબ સહન કરીને પણ પાપકાર્યોને કરવાને માટે તત્પર રહે છે. આવી તો ઘણી સરખામણી કરી શકાય.

સંતોષ રાખવાની, જરૂરિયાતોને ઘટાડવાની અને સહન કરી લઈને શાન્તિથી જીવવાની વાત

ધનોપાર્જનને માટે ઘણાં ઘણાં કષ્ટોને વેઠવા છતાં પણ, ધન મળે નહિ અને મજુરી બધી માથે પડે અથવા તો ઉપરથી દેવું થઈ જાય, એવું પણ બને ને? ધનોપાર્જનને માટે જે જે કોઈ પ્રયત્ન કરે અને કષ્ટોને વેઠે, એ બધાને ધનની પ્રાપ્તિ થાય જ, એવો ય નિયમ તો નહિ ને? વસ્તુતઃ તો, જીવે, આ લોકમાં પણ સુખે જીવી શકાય—એ માટે ય, એટલા બધા સંતોષી બની જવું જોઈએ, જરૂરિયાતોને એટલી બધી ઘટાડી દેવી જોઈએ અને ધનાભાવે જે કાંઈ પણ સહવું પડે તે સહવાની એટલી બધી તૈયારી કેળવી લેવી જોઈએ, કે જેથી સામાન્ય પરિશ્રમ માત્રથી પુણ્યના યોગે જે કાંઈ મળી જાય, એથી અધિકને મેળવવાની ઈચ્છા જ જન્મે નહિ. આવું કરો, તો તમારે ગામને છોડવું પડે ખરૂં? અને એમ કરવાથી, મન પણ કેટલું બધું સમાધિમગ્ન રહી શકે? તેમ જ, તમે ધારો તો એ સ્થિતિમાં ધર્મકરણી પણ કેટલી બધી કરી શકો? પણ, આ જમાનામાં આ વાત ગળે ઉતરે એવી છે ખરી? આ તો સારૂં છે કે—આ વાત સભામાં કહેવાય છે: પણ આ વાત જો વ્યક્તિગત રીતિએ કોઈને કહી હોય, તો તે આવી વાતની સામે કેટકેટલી મુશ્કેલીઓની વાતો રજુ

કરે ? એનું કારણ એ છે કે-સંતોષ રાખવો, જરૂરિયાતોને ઘટાડવી અને સહન કરી લેવું, એ વાત જ પ્રાયઃ રૂચતી નથી; અને એનું ખરૂં કારણ એ છે કે-શાન્તિથી અને સમાધિથી જીવવાની વસ્તુતઃ ઈચ્છા નથી, પરન્તુ વિષયજનિત અને કષાયજનિત સુખને ભોગવવાની ભૂખ મોટી છે. આ તો ગોભદ્રે પહેલી વાત ધનોપાર્જનને અંગે દેશાન્તરે ગયાની કહી, માટે તમારી પાસે આ વાત મૂકી. આ વાતને સાંભળીને તમે યાદ રાખી હશે, તો છેવટ કોઇક એવા પ્રતિકૂળ સંયોગોમાં જ્યારે તમે મૂકાઈ ગયા હશો, ત્યારે તમને થશે કે-'તે દિવસે સંતોષ રાખવાનું, જરૂરિયાતોને ઘટાડવાનું અને ધનાભાવને કારણે જે કાંઈ પણ સહન કરવું પડે તેને સહન કરી લઇને પણ શાન્તિથી અને સમાધિથી જીવવું એ સારૂં છે, આવું જે આપણે વ્યાખ્યાનમાં સાંભળ્યું હતું, તે હતું તો સાચુ ! પણ એ વખતે આપણે વિષયજનિત અને કષાયજનિત સુખની ઘેલછામાં એવા પડી ગયા હતા કે-આપણને એ વાત રૂચી પણ નહિ !' તમને જો યાદ હોય, તો ગોભદ્ર પોતે, ધનોપાર્જનને માટે ગંગાકિનારે જવાને માટે પણ રાજી નહિ હતો; પણ સંયોગો એવા આવી મળ્યા હતા કે-'ધનના અભાવે જે કાંઈ પણ સહેવું પડે, તે સહન કરી લેવું'-એવું એનાથી શિવભદ્રાને કહી શકાય, એ શોભીતું હતું નહિ અને યાચના તો એને કરવી જ નહોતી; તેમ જ, શિવભદ્રાએ એ વેળાએ ધનોપાર્જન માટે ઉદ્યમ કરવાનો આગ્રહ પણ ઠીક-ઠીક કર્યો હતો. આ સંયોગોમાં ગોભદ્ર ધનોપાર્જનને માટે દેશાન્તરે ગયો હતો. છતાં-

પણ એને એ વાત ખટકતી તો હતી જ; અને એ માટે જ એણે આશ્ચર્યના અગર ખેદના દર્શક એવા અહો શબ્દને વાપરીને, ધનોપાર્જનાર્થે દેશાન્તરે ગયાની વાત પહેલી કહી. આજે જે લોકો પરગામ અગર પરદેશ ગયા છે કે આવ્યા છે, તેઓમાં કોઇ એવો હશે ખરો, કે જે ગોભદ્રના જેવા સંયોગો ઉપસ્થિત થવાને કારણે, પરગામ કે પરદેશ ગયો હોય ? અગર તો, પરગામ કે પરદેશ આવ્યો હોય ?

ધન મળ્યું ને રોકાયો–એવું બન્યું નથી :

સ૦ ગોભદ્ર શિવભદ્રાને સગર્ભાવસ્થામાં મૂકીને દેશાન્તરે ગયો હતો, તો એ ઝટ પાછો કેમ ફર્યો નહિ ? અને બનારસથી જાલંધર નગરે ગયો તથા ત્યાં પણ ચન્દ્રલેખાને ત્યાં કેટલોક વખત રોકાયો કેમ ?

તમે એટલો જ વિચાર કરો ને કે–ધન મળી ગયા પછીથી ગોભદ્ર કેટલોક વખત ક્યાં રોકાયો ? જ્યાં સુધી એને ધન મળ્યું નહોતું, ત્યાં સુધીની વાત જુદી છે, પણ એને ધન મળ્યા પછીથી, એ ક્યાંય નિરાંતે રોકાયો છે ખરો ? ધન એને પહેલવહેલું મળ્યું જ ચન્દ્રલેખાની પાસેથી; અને જ્યારે ચન્દ્રલેખાએ ગોભદ્રને ધન આપ્યું, ત્યારે તો તરત જ એ ત્યાંથી નીકળ્યો અને વાટ કાપતો કાપતો સીધો જ પોતાને ગામે આવી પહોંચ્યો. ગોભદ્ર વાણારસીથી જાલંધર નગરે ગયો અને જાલંધર નગરમાં કેટલોક કાળ તે ચન્દ્રલેખાને ત્યાં રહ્યો, તેમાં એ પણ એક કારણ હતું જ કે–તેને ધનની પ્રાપ્તિ થઇ નહોતી. કોઈ પણ સંયોગોમાં,

એ, કોઇની પણ પાસે ધનની યાચના કરવાને ઇચ્છતો નહિ હતો અને ધનોપાર્જન કરવાને નીકળ્યા પછીથી, ધનોપાર્જન કર્યા વિના જ પાછા ફરવું, એ એને રૂચતી વાત નહિ હતી.

સ૦ ચન્દ્રલેખાએ ધન આપ્યું ન હોત તો?

તો ગોભદ્ર જાલંધર નગરથી પણ કદાચ સીધો પોતાને ગામે આવત નહિ.

આશાના દોર ઉપર ચઢવું નહિ:

ગોભદ્રને ખેદ એ વાતનો પણ હતો કે–લાંબા કાળસુધી ક્લેશને વેઠવા દ્વારાએ ધન મળતાં, તે જ્યારે પોતાને ઘેર પાછો ફર્યો, ત્યારે એની પત્ની મૃત્યુ પામ્યાના સમાચાર એને મળ્યા. અને એથી એની આશાના ભુક્કા થઈ ગયા. માણસે જે ધાર્યું હોય, તેનાથી સર્વથા ઊલટું પણ બને ને? એથી, એમ નથી લાગતું કે–આશામાં તણાવું, એ જ ખોટું છે? આશામાં તો કલ્પના માત્ર જ છે ને? છતાંપણ, આશા જ્યારે સફળ થતી નથી, ત્યારે એ વિદ્વાન એવા પણ માણસને દુઃખ ઉપજાવે, એવું ય બને છે ને? એને બદલે, આશાની ઇમારતો ચણી ના હોય, તો વાંધો શો આવે? 'ધન મળશે, એટલે હું આમ કરીશ અને ધન મળશે, એટલે હું તેમ કરીશ' અથવા તો 'ધન મળશે, એટલે અમુક ઠેકાણે જઈને હું આમ લ્હેર કરીશ અને અમુક ઠેકાણે રહીને હું તેમ લ્હેર કરીશ'–આવી આવી આશાઓના વહેણમાં તણાએલાને, નિષ્ફળતા મળતાં, કેવી મનોવેદનાનો અનુભવ થાય છે? એટલા માટે, આશાઓના

દોર ઉપર ચડવું નહિ અને મનને ભવિષ્યના સંકલ્પ-વિકલ્પોથી નિરપેક્ષ રાખવાનો પ્રયત્ન કર્યા કરવો, એ ડહાપણ-ભર્યું છે ને ? ગોભદ્રે આપેલા જવાબમાંથી આ પણ એક બોધપાઠ તારવવા જેવો છે, એવું તમને પણ લાગે છે ને ?

## અનુકૂળતાઓનું અર્થિપણું અને પ્રતિકૂળતાઓનું વૈરિપણું :

ચન્દ્રલેખાએ ઘણાં રત્નોના દાનપૂર્વક ગોભદ્રને વિદાય દીધી હતી, એ તો યાદ છે ને ? એ રત્નો હાથમાં આવતાં, ગોભદ્રના મનમાં કેવી આશા જન્મી ? ગોભદ્ર જેવા માણસને પણ એમ થઇ ગયું કે-'હવે તો હું ઘેર થઈને શિવભદ્રાથી પરિવર્યો થકો પાંચેય પ્રકારનાં વિષયસુખોને ભોગવીશ અને બીજાં સર્વ કાર્યોથી નિરપેક્ષ બની જઈશ.' ધન હાથમાં આવતાંની સાથે જ, ભોગની કેવી ઈચ્છા જન્મે છે, તેનો આ પણ એક નમુનો છે. ગોભદ્રને એમ થઇ ગયું હતું કે-'હવે તો હું શિવભદ્રાને સુખી સુખી કરી નાંખીશ અને હું પણ સુખી થઇ જઈશ.' ધનના અને ભોગના વિષયમાં ગોભદ્ર કેટલો બંધો ભુખ્ખો હતો, એ આપણે અત્યાર સુધીમાં જોયું છે. આવા પણ માણસના હૈયામાં, ધનની પ્રાપ્તિએ, ભોગની અભિલાષાને ઉત્તેજિત કરી દીધી, આમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ નથી. ગરીબાઈમાં સંકોચથી છતાં સુખે જીવનારા માણસોને પણ જો અધિક ધન મળી જાય છે, તો તેઓ પ્રાયઃ અનુકૂળતાઓમાં રાચતા બની જાય છે. મોટે ભાગે, જે જીવો પ્રતિકૂળતાઓને વેઠે છે, તે પ્રતિકૂળતાઓને વેઠવી પડે-માટે વેઠે છે અને અનુ-

કૂળતાઓને ભોગવતા નથી, તે અનુકૂળતાઓ મળતી નથી—માટે ભોગવતા નથી. એમાં, શાણપણથી અનુકૂળતાઓને તજનારા તથા પ્રતિકૂળતાઓને વેઠનારાઓ પણ જરૂર હોઇ શકે છે; પરન્તુ મોટે ભાગે તો જીવોના અન્તઃકરણમાં અનુકૂળતાઓનું અર્થિપણું અને પ્રતિકૂળતાનું વૈરિપણું બેઠેલું જ હોય છે. એથી, એને જ્યાં જરા અવકાશ મળી જાય છે, ત્યાં એ પ્રાયઃ પ્રગટ થઇ જાય છે.

ધનનો ને ભોગનો સંબંધ

ધનને અને ભોગને ગાઢ સંબંધ છે. ધન મળે ને ભોગની ઇચ્છા જન્મવાને બદલે ત્યાગની ઇચ્છા જન્મે, એવા વિરલા. ધનને માટે ભોગનો ત્યાગ કરનારા ઘણા મળશે, પણ ભોગનો એ ત્યાગ, વસ્તુતઃ તો, ભોગના વિશેષ અર્થિપણાનો સૂચક છે. ધન આવીને, માણસને, મોટે ભાગે તો અનેક દુર્ગુણોનો સ્વામી બનાવી દે છે એનામાં ઘમંડ વગેરે ઘણા આન્તર શત્રુઓ પ્રગટે છે. ધનનો લાભ, લોભને પણ ઉત્તેજિત કરે છે. ધન જ્યારે અધિક નહોતું, ત્યારે જીવ જે સંતોષથી અને જે સંકોચથી જીવતો હતો, તે સંતોષથી અને તે સંકોચથી, એ પછીથી એ જીવ ભાગ્યે જ જીવી શકે છે. એ સૂચવે છે કે—અન્દર રહેલી ભોગની તૃષ્ણા સંયોગવશ દબાઇ ગઈ હતી, પણ એ મરી ગઈ નહોતી. તમને લોકોને આ વાતનો અનુભવ હશે. થોડું ધન હશે ત્યારે તમે કેમ વર્તતા હશો અને ધન અધિક મળ્યા પછી તમે કેમ વર્તો છો, એનો તમે વિચાર

કરો. ધન વધે, એની સાથે ધર્મ વધે છે કે ભોગ વધે છે? ધન વધે તેની સાથે ધર્મ વધતો પણ હોય, તો ય ધન વધ્યા પછી જેટલો ભોગ વધે છે, તેટલો ધર્મ વધે છે ખરો? વસ્તુતઃ તો, મોટે ભાગે, ભોગ વધે છે. એ સૂચવે છે કે–અન્દરનો ધર્મ ઘટે છે. આથી, પરિગ્રહપરિમાણના નિયમને જો યોગ્ય રીતિએ લેવાય છે અને યોગ્ય રીતિએ જો તેનું પાલન કરવામાં આવે છે તો, તેથી ઘણો લાભ થાય છે. આજે પરિગ્રહપરિમાણનો નિયમ મોટે ભાગે કેવી રીતિએ લેવાય છે અને કેવી રીતિએ પળાય છે–એની વાત જુદી છે; પરન્તુ જો યોગ્ય રીતિએ પરિગ્રહપરિમાણનો નિયમ લેવાય અને તેનું યોગ્ય રીતિએ પાલન કરાય, તો જીવ, ધનના વધવાથી ભોગની જે ભૂખ પ્રગટે છે, તેનાથી ઘણે અંશે બચી શકે.

## <u>ગોભદ્રની વિષયસુખની અભિલાષાને શિવભદ્રાના મૃત્યુએ મારી નાંખી:</u>

ગોભદ્રના હાથમાં રત્નો આવતાં, પાંચેય પ્રકારનાં વિષયસુખોને ભોગવવાની તેનામાં ઇચ્છા જન્મી ખરી, પરન્તુ ગોભદ્રના મનમાં એવી જે ઇચ્છા જન્મી હતી, તે પ્રધાનપણે તો શિવભદ્રાને સુખી કરવાના આશયથી જન્મી હતી; અને એથી જ, જ્યારે એના જાણવામાં આવ્યું કે–'શિવભદ્રા અકાળે જ મરી ગઈ છે', એટલે ગોભદ્રની પાંચેય પ્રકારનાં વિષયસુખોને ભોગવવાની ઇચ્છા પણ મૃત પ્રાયઃ થઈ જવા પામી. શિવભદ્રાના મૃત્યુના

આઘાતે, ગોભદ્રને પુનઃ સ્વસ્થ બનાવી દીધો, એમ જણાઈ આવે છે. એને એમ થયું હોય, એ પણ શક્ય છે કે–'ભવિતવ્યતા જ મને સાદ દઈ રહી છે કે–તું વિષયસુખોના લોભમાં પડ નહિ!' કારણ કે–એને લાગ્યું હોય કે–'જો એમ ન હોય, તો ભવિતવ્યતાવશ શિવભદ્રાનું અકાળે મૃત્યુ થઈ જાય, એ બને શી રીતિએ?' આ તો પંડિત જન છે, એટલે એને આવા વિચારો આવતાં પણ વાર લાગે નહિ. વળી, એને એમ પણ થઈ ગયું હોય કે–'આવી અસ્થિરતાવાળા સંસારમાં વિષયસુખોને ભોગવવામાં મગ્ન બનવું અને મૃત્યુને ભૂલી જવું, એ મૂર્ખાઈ છે.' શિવભદ્રાના મૃત્યુથી ગોભદ્રના મન ઉપર જો આવી કોઈ અસર થવા પામી હોત નહિ અને તેનામાં પ્રગટેલી વિષયસુખોને ભોગવવાની અભિલાષા જો મૃતપ્રાયઃ થઈ જવા પામી હોત નહિ, તો તો ફરીથી પરણવાનું કહેવાને માટે આવેલા લોકોની વાતને, ગોભદ્રે આનન્દભર હૈયે સ્વીકારી લીધી હોત; અથવા તો, કોઈ એને કહેવા આવ્યું ન હોત, તો પણ ગોભદ્રે ફરીથી પરણવાની જોગવાઈ ઉભી કરવાનો પ્રયત્ન કર્યો હોત. અહીં એ વિચાર કરવા જેવો છે કે–શિવભદ્રાના મૃત્યુએ જેમ ગોભદ્રની વિષયસુખોને ભોગવવાની અભિલાષાને મારી નાંખી, તેમ તમારા કોઈ પણ સ્નેહી–સંબંધીનું મૃત્યુ તમારા વિષયરાગ ઘા કરી શકે ખરું? અને, એ મૃત્યુને નિમિત્તે તમે વિરાગી બની જાવ ખરા? ગોભદ્ર તો શિવભદ્રાના મૃત્યુના નિમિત્તને પામીને વિરાગી બની ગયો, કારણ કે–સંસારમાં રહેલી ચંચળતાનો તેને પુનઃ સુન્દર ખ્યાલ

આવી જવા પામ્યો.

## શ્વાસોચ્છ્વાસ એવું જણાવે છે કે-જીવિતવ્યનો વિશ્વાસ કરવા જેવો નથી :

આથી જ, ગોભદ્રે એવી વાત કહી છે કે-શિવભદ્રા જેમ મરી ગઈ, તેમ હું જે નવી સ્ત્રીને પરણું, તે પણ મરી જાય, તો પરણવાના અને વિષયસુખોને ભોગવવાના જે આરંભો હું કરૂં, તે પણ નિષ્ફળ જ નીવડે ને ? જેઓ વિધુર બને છે, તેઓ જો આવા પ્રકારનો વિચાર કરે, તો તેમને ફરીથી પરણવાનું મન થાય ખરૂં ? અથવા તો, ફરીથી પરણવાનું કોઈ કહે, તો ય એ વાતને તેઓ માની લે ખરા ? ગોભદ્રે તો, એ વાતના અનુસન્ધાનમાં એમ પણ કહ્યું છે કે-આપણા જીવિતવ્યનો પણ વિશ્વાસ કરી શકાય, એવું ક્યાં છે ? શ્વાસોચ્છ્વાસની અવર-જવર સાથે જીવિતવ્ય પણ અવર-જવર કરે છે. કોઇ મરી જાય, ત્યારે એમ કહેવાય છે ને કે-'શ્વાસ નીકળી ગયો ?' શ્વાસ નીકળે છે ખરો, પણ તે પાછો આવે છે માટે માણસ જીવતો કહેવાય છે. શ્વાસ નીકળ્યો ને જો પાછો આવ્યો નહિ, તો સમજવું કે-જીવિતવ્ય ગયું ! એટલે કે-ફરીથી જેને હું પરણું તે જ મરી જાય, એવો પણ નિયમ નથી; કદાચ એ જીવતી હોય ને હું ય મરી જાઉં !, એમ ગોભદ્ર કહે છે. ગોભદ્ર એમ નથી કહેતો કે-'એ સ્ત્રી મરે ને હું વિધુર થાઉં !' એ તો કહે છે કે-' હું મરૂં ને નૂતનપરિણીતા વિધવા થાય, એમેય બને.' આ વિચાર પણ કરવા જેવો છે ને ? પશુ-ભોગનો

ભૂખ્યાઓ તો કહેશે કે-'જો આવા વિચારો કર્યા કરીએ, તો જીવાય જ નહિ! પરણવું તો ખરૂં જ; પછી એ વિધવા બને કે આપણે વિધુર બનીએ, એ તો જે બનવાનું હોય તે બને.' આવા વિચારના માણસોને, વૈરાગ્યની ગમે તેવી વ્યાજબી વાતો પણ અસર કરે નહિ.

ક્યાં સ્થિરબુદ્ધિ થઈ શકે?

ગોભદ્રે તો પોતાની વાતના સમર્થનમાં કૃતાન્ત કહેતાં યમરાજાને પણ યાદ કર્યા છે. ગોભદ્રે કહ્યું છે કે-એ કૃતાન્ત જોડાએલાઓને છૂટા પાડી દેવામાં જ પટુ પરાક્રમને ધરનારો છે અને પાછો કૃપાહીન છે. એ એવો વિચાર નથી કરતો કે-આ તાજો પરણેલો છે કે આ જુવાન છે કે આ બાળક છે' કે આના આધારે ઘણાંઓ જીવે છે. જેને હું ઉપાડી લઉં છું, તેને ઉપાડી લેવાથી કોને કેટલો આઘાત થશે અને કોને કેટલું સહન કરવું પડશે, એનો વિચાર પણ યમરાજ કરતો નથી. જન્મનો ઉત્સવ ચાલતો હોય કે લગ્નનો ઉત્સવ ચાલતો હોય, પણ એ તો જેને ઉપાડવા ધાર્યો હોય તેને ઉપાડી જ લે! આવો કૃપાહીન કૃતાન્ત સ્વચ્છન્દપણે વિચરી રહ્યો છે. આવું કહીને, ગોભદ્ર જણાવે છે કે-આવા સંયોગોમાં, આ જગતમાં ક્યાંય સ્થિરબુદ્ધિ જન્મે જ શી રીતિએ? સંસારનો કોઈ સંબંધ એવો નથી, કે જે સંબંધને સ્થિર સંબંધ તરીકે વર્ણવી શકાય. વહેલો-મોડો પણ એનો અન્ત આવ્યા વિના રહે જ નહિ. ગોભદ્રના હૈયામાં કેટલો બધો વિરક્તભાવ રહેલો છે, તેનો

ગોભદ્રનાં આવાં વચનોથી ખ્યાલ આવે છે ને ?

## સ્ત્રી આદિના સંગમમાં સુખ કેટલું અને તેના વિયોગથી થતું દુ:ખ કેટલું ?

ગોભદ્રે, અનુકૂળ સયોગોમાં પણ રાચવા જેવું નથી, એ વાતેય કેટલી બધી સારી રીતિએ કહી દીધી ? એણે કહ્યું કે–'સ્ત્રીના સંગમમાં સુખ છે'–એવું જો તમે માનતા હો, 'ધનના સંગમમાં સુખ છે'–એવું જો તમે માનતા હો અને 'પરિજનોના સંગમમાં સુખ છે'–એવું જો તમે માનતા હો, તો પણ તમે એ વિચાર કરો કે–'સ્ત્રીનો જ્યારે વિયોગ થાય, ધનનો જ્યારે વિયોગ થાય અગર તો પરિજનનો જ્યારે વિયોગ થાય, ત્યારે એ વિયોગ દુ:ખ કેટલુ મોટું જન્માવે છે ?' વિયોગનું દુઃખ મેરૂપ્રમાણ હોય છે, જ્યારે સંગમનું સુખ સરસવપ્રમાણ હોય છે. જેનો જેનો સંગમ, તેનો તેનો વિયોગ થવો એ નિશ્ચિત છે. અને સંગમથી જ્યારે સરસવની ઉપમાને યોગ્ય સુખ મળે છે, ત્યારે તેના વિયોગથી મેરૂની ઉપમાને યોગ્ય દુઃખ પ્રાપ્ત થાય છે. એટલે, સ્ત્રીના સંગમ દ્વારા, ધનના સંગમ દ્વારા અને પરિજનના સંગમ દ્વારા સુખને ઇચ્છનારાઓ, જો તેના તેના વિયોગથી ઉત્પન્ન થનારા દુઃખનો વિચાર કરે, તો તેઓ સરસવ જેટલા સુખને માટે મેરૂ જેટલા દુઃખને વહોરવાનું પસંદ કરે જ નહિ. પરન્તુ, અવિવેકી જીવમાં, સંગમથી નિષ્પન્ન થતા સરસવ જેટલા પણ સુખની લાલચ, એટલી બધી મોટી હોય છે કે–એ, એના વિયોગ દ્વારા નિષ્પન્ન થનારા મેરૂ જેટલા મોટા પણ

દુઃખનો પ્રાયઃ વિચાર જ કરતો નથી. વિષયસુખની લાલચમાં, એ આંખ સામેના અનુભવોને પણ અવગણે છે. એ, જાણે એવી રીતિએ પ્રવર્તે છે કે–'બીજાઓને વિયોગ ભલે થતો હોય; મારે વિયોગ થવાનો નથી.' આવી રીતિએ અવિવેકી જીવો સંગમની સાધનામાં પ્રવર્તે છે અને જ્યારે જ્યારે વિયોગના પ્રસંગો ઊભા થઈ જવા પામે છે, ત્યારે ત્યારે ઝુરે છે, પણ સંગમથી નિવર્તવાની બુદ્ધિને પામતા નથી.

**સ્ત્રી સંબંધી વિષયની તૃષ્ણા કલેશકારી છે :**

છેલ્લે છેલ્લે, ગોભદ્રે તો કહી દીધું કે–સ્ત્રી સંબંધી વિષયની જે તૃષ્ણા છે, તે ઘણા કલેશના કારણ રૂપ છે અને એથી મારે સ્ત્રી સંબંધી વિષયની તૃષ્ણામાં પડવું જ નથી. સ્ત્રી સંબંધી વિષયની તૃષ્ણા, એ ઘણા કલેશનું કારણ છે, એમ તમને લાગે છે ખરૂં ? મને તો લાગે છે કે–તમારા રોજના અનુભવની આ ચીજ છે; અને તેમ છતાં પણ તમે ઝટ કબૂલ પણ કરતા નથી ? આજે તમારી જેટલી આળપંપાળો છે, તે મોટે ભાગે સ્ત્રી સંબંધી વિષયની તમારી તૃષ્ણાને કારણે જ ઉભી થયેલી છે. આ વાતને સમજવાને માટે, તમે એ રીતિએ વિચાર કરો કે–અત્યારે તમારે માથે જેટલી ચિન્તાઓ, જેટલી જવાબદારીઓ અને જેટલી જોખમદારીઓ છે, તેમાંની કેટલી ચિન્તાઓ, કેટલી જવાબદારીઓ અને કેટલી જોખમદારીઓ, તમે જો કદી પણ સ્ત્રી સંબંધી વિષયની તૃષ્ણાને આધીન બન્યા હોત નહિ, તો પણ ઉત્પન્ન થવા પામી હોત ? એક માત્ર સ્ત્રી

સંબંધી વિષયની તૃષ્ણાને આધીન બનીને તો તમે, ઘણી ચિન્તાઓને, ઘણી જવાબદારીઓને અને ઘણી જોખમદારીઓને પેદા કરી દીધી છે. તમે જો સ્ત્રી સંબંધી વિષયની તૃષ્ણાને આધીન બન્યા હોત નહિ, તો તમે આટલા બધા અશાન્ત, દુઃખી અને પામર બન્યા હોત નહિ. સ્ત્રી સંબંધી વિષયની તમારી તૃષ્ણાએ તો, પ્રાયઃ, એવી સ્થિતિને સર્જી દીધી છે કે–આજે તમને એકાન્તે ધર્મ કરવાનું કદાચ મન પણ થઈ જાય, એટલે કે–સાધુજીવનને જીવવાનું મન થઈ જાય, તો ય તેમાં તમને અનેકવિધ અન્તરાયો નડ્યા વિના રહે નહિ. હવે તો તમને સમજાયું ને કે–સ્ત્રી સંબંધી વિષયની તૃષ્ણા એ બહુ કલેશકારી છે, એમ જે ગોભદ્રે કહ્યું, તે બરાબર છે?

મોટી ઉમ્મરે વિષયની આશા, એ હીલણાનું સ્થાન :

ગોભદ્રને તો, એવો પણ એક ખ્યાલ હતો કે–મોટી ઉમ્મરે વિષયની જે આશા, તે વસ્તુતઃ હીલણા–અવગણનાનું સ્થાન છે. આ આર્ય દેશમાં, થોડાંક વર્ષો પૂર્વે, એ પણ એક રિવાજ હતો કે–સ્ત્રી–પુરૂષ ઉમ્મરલાયક થાય, એટલે ઘરમાં રહ્યે છતે પણ વિષયસેવનને તજી દે! તેઓને એમ થતું હતું કે–'હવે આપણે આ ઉમ્મરે પણ જો વિષયચેષ્ટા કરીએ, તો આપણી વિષયચેષ્ટાથી આપણે જ લાજવું પડે!' આજે આ બાબતમાં પણ પરિવર્તન આવી જવા પામ્યું છે. જુવાન સ્ત્રી–પુરૂષોની જેમ મોટી ઉમ્મરનાં સ્ત્રી–પુરૂષોને પણ, આજે, ઘણા

મોજશોખ અને તે પણ જાહેરમાં કરવા જોઈએ છે ને? ઈતરોની દૃષ્ટિએ પણ જે ઉમ્મર ધર્મસ્થાનોમાં બેસવા લાયક ગણાય અને ધર્મકરણીમા ઉદ્યમશીલ રહેવા લાયક ગણાય, એ ઉમ્મરે સ્ત્રી-પુરૂષો સીનેમા વગેરે સ્થાનોમાં સાથે જાય અને ઘરમાં પણ અમન-ચમન કર્યા કરે, એ સારૂં છે? પણ ઘણા ખરાબ થાય, ત્યારે કોણ કોને રોકે? આ બાબતમાં ય ઘણું કહેવા જેવું છે, પણ કેટલીક વાતો એવી હોય છે કે-વિગતથી ન કહેવાય પણ સાનમાં સમજાવી દેવાય. આમ કહીને, હું જે કહેવા માગું છું, તેને તમે સમજી તો ગયા ને? વિચાર કરી જોજો!

## ધર્મકાર્યોને વિષે ઉદ્યત:

ગોભદ્રને ફરીથી પરણવાનુ કહેવાને માટે આવેલા માણસો, ગોભદ્રનો જવાબ સાંભળીને, ચૂપ થઈ ગયા. આવા માણસને, તેઓ બીજું કહે પણ શું? એમણે જોયુ કે-ગોભદ્રની વાત સાચી છે; અને આપણે હવે ગમે તેટલો આગ્રહ કરીએ, તો પણ કાંઇ વળે તેમ નથી. એટલે તેઓ ચૂપચાપ પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા. પછીથી, ગોભદ્ર પણ, પોતાની સમજ મુજબનાં ધર્મકાર્યોને વિષે ઉદ્યત બની ગયો, અને, એ રીતિએ તે પોતાના દિવસોને પસાર કરવા લાગ્યો.

## આચાર્યભગર્વાન સમવસર્યા :

આ દરમ્યાનમાં, કોઈ એક દિવસે, કૌશિક નામના એ સન્નિવેશમાં, આચાર્યભગવાન શ્રીમદ્ ધર્મઘોષસૂરિવર

સમવસર્યા. આ આચાર્યભગવાન શ્રીમદ્ ધર્મઘોષસૂરિવર પાંચ સો મુનિઓથી પરિવરેલા હતા. પાંચ સો મુનિઓથી પરિવરેલા એવા આ આચાર્યભગવાન, મુનિઓથી પરિવરેલા રહે–એમાં નવાઈ પામવા જેવું કાંઇ છે જ નહિ. ખરેખર, સેંકડો જ નહિ, પણ હજારો મુનિઓથી પરિવરેલા રહેવાને માટે તેઓ સુયોગ્ય હતા, કારણ કે–ભાવાચાર્ય ભગવાનના છત્રીસ એવા જે ગુણો, એ ગુણો રૂપી જે રત્નો, તે રત્નોને માટે આ આચાર્યભગવાન રત્નાકર સમાન હતા. આવા આચાર્યભગવાન પરમ કરૂણાળુ જ હોય, એમાં પણ બે મત જેવું હોઈ શકે જ નહિ. કોઈ પણ આત્મા, પરમ કરૂણાળુ બન્યા વિના, આચાર્યના જે છત્રીસ ગુણો, તે ગુણો રૂપી જે રત્નો, તે રત્નોને માટે રત્નાકર સમાન બની શકતો જ નથી; અને જે કોઈ પણ પુણ્યાત્મા આચાર્યના છત્રીસ ગુણો રૂપી રત્નોને માટે રત્નાકર સમાન હોય, તે પુણ્યાત્મા સઘળા ય પ્રાણિગણના રક્ષણમાં જ તત્પર હોય, એ પણ સ્વાભાવિક છે. આવા પરમ કરૂણાળુ અને ગુણસમ્પન્ન આચાર્યભગવાનનું નામોચ્ચારણ, નામસ્મરણ આદિ પણ ભવ્યાત્માઓને પવિત્ર બનાવનારૂં જ હોય. એટલે જ, આવા આચાર્યભગવાનને સુગૃહીતનામા તરીકે પણ અત્રે ઓળખાવેલા છે. આ આચાર્યભગવાનનુ 'ધર્મઘોષસૂરિવર' એવું જે નામ છે, તે પણ ગુણસમ્પન્ન નામ છે. જેનું જે નામ હોય, તેનામાં તેવા ગુણો હોય, તો તે ગુણસમ્પન્ન નામ કહેવાય. જે કોઈ સાચા આચાર્યભગવાન હોય, તે જ્યારે જ્યારે ઘોષ કરે, ત્યારે ત્યારે ધર્મનો જ

ઘોષ કરે. ભાવાચાર્યો જ્યારે જ્યારે ઘોષ કરે, ત્યારે ત્યારે ધર્મને માટે જ ઘોષ કરે અને ધર્મનો જ ઘોષ કરે. એમના આચારમાં પણ ધર્મ જ હોય, વિચારમાં પણ ધર્મ જ હોય અને ઉપદેશમાં પણ ધર્મ જ હોય.

આચાર્યભગવાનની સમીપે ગોભદ્રનું આગમન :

કૌશિક સન્નિવેશમાં આચાર્યભગવાન પધાર્યા, એટલે ઘણા માણસો તેઓને વન્દન કરવાને માટે ગયા. એથી, આચાર્યભગવાન પધાર્યાની ગોભદ્રને પણ ખબર પડી ગઈ. ગોભદ્ર હવે તો સંસારથી વિરક્ત મનવાળો બની ગયેલો હતો, એટલે એને આ આચાર્યભગવાન જૈનાચાર્ય હોવા છતાં પણ, તેઓની પાસે જવાની ઈચ્છા થઇ. મન જ્યારે સંસારથી સાચે સાચ વિરક્ત બને છે, ત્યારે ધર્મની શોધ કરવાનું મન થયા વિના રહેતું નથી. અને જ્યાં સુધી ધર્માધર્મ વિષે એ જીવને પાકો નિર્ણય થતો નથી, ત્યાં સુધી એ જીવ જ્યાં જ્યાંથી ધર્મ મળવાની સંભાવના લાગે, ત્યાં ત્યાં જવાને માટે ઉત્સાહિત થાય છે. આભિગ્રહિક મિથ્યાત્વના સ્વામિઓની વાત જુદી છે, પરન્તુ જે જીવોનું મિથ્યાત્વ મન્દ પડી ગયેલું હોય છે, તેઓ મોક્ષના આશયથી મોક્ષસાધક શુદ્ધ ધર્મની ખોજ કર્યા જ કરતા રહે છે. એમાં, ભવિતવ્યતાવશ પુણ્યોદયે તેઓને જો સદ્ધર્મને પમાડનારી સામગ્રી મળી જાય છે, તો મંદ પડી ગયેલું તેમનું મિથ્યાત્વ, ક્ષયોપશમાદિને પામી જાય છે અને એથી તેઓ સમ્યગ્દર્શન ગુણના સ્વામી બની જાય છે ગોભદ્રને

માટે પણ એવું જ બન્યું છે. આચાર્યભગવાન પધાર્યા છે– એવું સાંભળીને, ગોભદ્ર તેઓની સમીપે પહોંચી ગયો. આચાર્યભગવાનનું દર્શન કરવા માત્રથી જ, ગોભદ્રનું ચિત્ત હર્ષાતિરેકને પામી ગયુ. આચાર્યભગવાનનાં પવિત્ર ચરણ–કમળોને વિષે તેણે હર્ષિત ચિત્તે પ્રણામ કર્યા. આચાર્યભગવાને પણ તેને આશીષ આપી. પછી તે ભૂમિતળ ઉપર બેઠો.

## ધર્મનું સર્વસ્વ :

હવે આચાર્યભગવાન શ્રીમદ્ ધર્મઘોષસૂરિવરે ધર્મદેશનાનો પ્રારંભ કર્યો. આચાર્યભગવાને, ધર્મદેશનાના આરંભમાં, 'ધર્મનું સર્વસ્વ શું છે?'–એને દર્શાવતાં ફરમાવ્યું કે–'જીવવધનું અને મૃષાવાદનું વર્જન કરવું તેમ જ અદત્ત એવા ધનના ગ્રહણથી અને મૈથુનથી નિવૃત્ત થવું અને પરિગ્રહનો ત્યાગ કરવો, એ ધર્મનું સર્વસ્વ છે.'

અધર્મી અગર તો ધર્મવિરોધી મટીને જેણે ધર્મી બનવું હોય, તેણે જીવવધનું પણ વર્જન કરવું જોઈએ, મૃષાવાદનું પણ વર્જન કરવું જોઈએ, અદત્ત એવા ધનને ગ્રહણ કરવાથી પણ નિવૃત્ત થવું જોઈએ અને મૈથુનથી પણ નિવૃત્ત થવું જોઇએ તેમજ પરિગ્રહનો ત્યાગ પણ અવશ્ય કરવો જોઈએ. ધર્મની બુદ્ધિથી જેટલે જેટલે અંશે જીવવધનું વર્જન કરાય, મૃષાવાદનું વર્જન કરાય, અદત્ત એવા ધનના ગ્રહણથી નિવૃત્ત થવાય, મૈથુનથી નિવૃત્ત થવાય અને પરિગ્રહનો ત્યાગ કરાય, તેટલે તેટલે અંશે તે જીવ ધર્મી બન્યો, એમ કહી શકાય.

## ધર્મ અને અધર્મ :

જીવવધાદિનો અંશે પણ ત્યાગ કર્યા વિના, ધર્મિપણું આવતું નથી અને જીવવધાદિનો જ્યારે સંપૂર્ણપણે ત્યાગ કરવામાં આવે છે, ત્યારે સંપૂર્ણ ધર્મિપણું આવે છે. જીવવધાદિનો સંપૂર્ણ કોટિનો ત્યાગ, એટલે જીવવધાદિનો મનથી પણ ત્યાગ, વચનથી પણ ત્યાગ અને કાયાથી પણ ત્યાગ; એટલું જ નહિ, પણ જીવવધાદિનો મન-વચન-કાયાથી જે ત્યાગ, એ કરવા રૂપે પણ ત્યાગ, કરાવવા રૂપે પણ ત્યાગ અને અનુમોદવા રૂપે પણ ત્યાગ. આવી રીતિએ, કેવળ ધર્મની જ બુદ્ધિથી, મન-વચન-કાયાથી કરવા રૂપે, કરાવવા રૂપે અને અનુમોદવા રૂપે પણ જેમ જીવવધનું વર્જન કરાય, તેમ મૃષાવાદનું પણ વર્જન કરાય, અદત્ત એવા ધનના ગ્રહણથી પણ નિવૃત્ત થવાય અને મૈથુનથી પણ નિવૃત્ત થવાય તેમ જ પરિગ્રહનો પણ ત્યાગ કરાય, પછી અધર્મિપણું રહે ક્યાં ? અને આ સિવાય, બીજે ધર્મિપણું હોય પણ ક્યાં ? એટલા જ માટે, ધર્મદેશનાના આરંભમાં આચાર્યભગવાન શ્રીમદ્ ધર્મઘોષસૂરિવરે ફરમાવ્યું. કે-'જીવવધનું અને મૃષાવાદનું વર્જન કરવું, અદત્ત ધન-ગ્રહણથી અને મૈથુનથી નિવૃત્ત થવું તેમ જ પરિગ્રહનો ત્યાગ કરવો, એ ધર્મનું સર્વસ્વ છે.' અથાત્-જીવવધાદિથી અનિવૃત્તિ અને પરિગ્રહ, એ અધર્મ છે.

## ધર્મદેશના :

સદ્ધર્મના જ્ઞાતા અને સદ્ધર્મને સદ્ધર્મ તરીકે આચ-

રનારા જેટલા મહાત્માઓ, એ સર્વ મહાત્માઓની દેશના-માંથી આ જ સાર નીકળે. ધર્મદેશના જો ખરેખર જ ધર્મદેશના હોય, તો એમાંથી જીવવધાદિથી નિવૃત્તિને પામવાનો અને પરિગ્રહનો ત્યાગ કરવાનો ધ્વનિ નીકળ્યા વિના રહે નહિ; એટલું જ નહિ, પરન્તુ કોઇ પણ સાચી ધર્મ-દેશના વસ્તુતઃ જીવવધાદિથી અનિવૃત્તિની તથા પરિગ્રહની પોષક હોય જ નહિ. જે કોઈ ધર્મદેશના જીવવધાદિથી અનિવૃત્તિનું તથા પરિગ્રહનું આડકત્તરી રીતિએ પણ પોષણ કરતી હોય, એ કહેવાતી ધર્મદેશના વસ્તુતઃ ધર્મદેશના નથી, પરન્તુ સાચી રીતિએ તો એ અધર્મની જ દેશના છે.

ધર્મકરણી.

જેવી સ્થિતિ ધર્મદેશનાની છે, તેવી જ સ્થિતિ ધર્મ-કરણીની પણ છે. ધર્મકરણી વસ્તુતઃ તે જ કહેવાય, કે જેમાં જીવવધાદિથી નિવૃત્તિ અને પરિગ્રહનો ત્યાગ હોય; અથવા તો, જેના પરિણામે જીવવધાદિથી નિવૃત્તિ અને પરિગ્રહનો ત્યાગ જન્મતો હોય. અમુક કરણી, એ ખરેખર ધર્મકરણી છે કે નહિ, એનો જો તમારે નિર્ણય કરવો હોય, તો તમારે એ તપાસવું કે—આ કરણીમાં જીવવધાદિથી નિવૃત્તિ તથા પરિગ્રહનો ત્યાગ છે કે નહિ? તેમ જ, આ કરણીના પરિ-ણામે જીવવધાદિથી નિવૃત્તિ અને પરિગ્રહનો ત્યાગ જન્મે એવું છે કે નહિ? જે કરણીમાં જીવવધાદિથી નિવૃત્તિ અને પરિગ્રહનો ત્યાગ ન હોય તેમ જ જે કરણીના પરિણામે જીવવધાદિથી નિવૃત્તિ અને પરિગ્રહનો ત્યાગ નિષ્પન્ન થાય

તેમ ન હોય, તે કરણી એ ધર્મકરણી નથી, પરન્તુ તે કરણી એ વસ્તુતઃ અધર્મકરણી છે.

ધર્મકરણી પણ અધર્મકરણી રૂપ બને :

આ ઉપરથી, તમે એ વાતનો પણ નિર્ણય કરી શકો એવું છે કે-દુન્યવી સુખ, પછી તે આ લોક સંબંધીનું કે પરલોક સંબંધીનું, એ સુખની અભિલાષાથી જ જો જાણી-બુઝીને ધર્મકરણી કરવામાં આવે, એટલે કે-જે કરણીમાં જીવવધાદિથી નિવૃત્તિ પણ હોય અને પરિગ્રહનો ત્યાગ પણ હોય-એવી કરણી કરવામાં આવે, તો પણ એ ધર્મકરણી, એ ધર્મકરણી કરનારને માટે અધર્મકરણી રૂપ બની જાય છે. એ ધર્મકરણી, એ ધર્મકરણીને કરનારની અપેક્ષાએ, વસ્તુતઃ ધર્મકરણી નથી, પણ અધર્મકરણી છે.

સ૦ એમ કેમ ? જીવવધાદિથી નિવૃત્તિ પણ છે અને પરિ-ગ્રહનો ત્યાગ પણ છે, છતાંય એ અધર્મકરણી ?

એ જીવ વિશેષને માટે એ અધર્મકરણી, કારણ કે-એ જીવ આ ધર્મકરણીના પ્રતાપે જે ફળને મેળવવાનો આગ્રહ રાખે છે, તે ફળ કયું છે ? દુન્યવી સુખ. આ લોક સંબંધી કે પરલોક સંબંધી પણ દુન્યવી સુખ, એટલે વિષયજનિત સુખ અને કષાયજનિત સુખ ! એવું સુખ જીવવધાદિથી નિવૃત્તિવાળું અને પરિગ્રહના ત્યાગવાળું હોઈ શકે ખરૂં ? એ સુખ તો, જીવ-વધાદિની પ્રવૃત્તિ અને પરિગ્રહવાળું જ હોય ને ? એટલે, જીવવધાદિથી નિવૃત્તિના તથા પરિગ્રહના ત્યાગના પરિણામે પણ જીવવધાદિ કરવાની અને પરિગ્રહને વધારવાની જ ઈચ્છા ખરી-

ને ? બસ, આવી ઇચ્છા અને તેની સાથે તેનો આગ્રહ, એ, ધર્મકરણીને પણ એ જીવને માટે અધર્મકરણી રૂપ બનાવી દે છે.

ધર્મદેશના પણ અધર્મદેશના બને :

ધર્મદેશના પણ, આવી રીતિએ અધર્મદેશના બની જાય, એ શક્ય છે. ધર્મદેશક પોતાને માટે ધર્મદેશનાને અધર્મદેશના બનાવી દે–એમેય બને અને ધર્મદેશક જો ગીતાર્થ ન હોય, પરમાર્થનો જ્ઞાતા ન હોય, તો જીવવધાદિથી નિવૃત્તિ અને પરિગ્રહના ત્યાગને નામે, પરિણામે જે ધર્મકરણી જીવવધાદિથી નિવૃત્તિને અને પરિગ્રહના ત્યાગને જન્માવનાર હોય, એવી ધર્મકરણીઓનો નિષેધ કરવા દ્વારા પણ, એ ધર્મદેશક, પોતાની ધર્મદેશનાને અધર્મદેશના બનાવી દે, એ પણ શક્ય છે. ધર્મદેશનાનું લક્ષ્ય કયું હોવું જોઈએ ? શ્રોતાઓની અપેક્ષાએ, ધર્મદેશનાનું લક્ષ્ય, શ્રોતાઓમાં કેવળ ધર્મબુદ્ધિથી જીવવધાદિથી નિવૃત્ત થવાની અને પરિગ્રહનો ત્યાગ કરવાની વૃત્તિ પેદા થવા પામે અને એ વૃત્તિ પોષાય, એ હોવું જોઈએ. ધર્મગુરૂઓ તો ધર્મ જ દેનારા હોય ને ? અને ધર્મનું સર્વસ્વ કયું ? ધર્મબુદ્ધિથી જીવવધાદિથી નિવૃત્ત થવું અને પરિગ્રહનો ત્યાગ કરવો, એ જ ધર્મનું સર્વસ્વ છે ને ? ધર્મગુરૂઓ, જો જીવવધાદિથી અનિવૃત્તિને પોષણ મળે અગર તો પરિગ્રહના ભાવને પોષણ મળે–એવા પ્રકારે બોલે અગર તો દેશના દે, તો એથી તેઓનાં મહાવ્રતોનો પણ ભંગ થાય છે અને તેઓને ઉત્સૂત્રપ્રરૂપણાનો દોષ લાગે છે. એટલે, ધર્મગુરૂઓએ તો ઘણી જ કાળજી રાખવી જરૂરી છે.

## જીવવધથી અવિરામનો દોષ અને વિરામનો ગુણ :

'જીવવધનું પણ વર્જન અને મૃષાવાદનું પણ વર્જન, અદત્ત એવા ધનના ગ્રહણથી પણ નિવૃત્તિ અને મૈથુનથી પણ નિવૃત્તિ તેમજ પરિગ્રહનો ત્યાગ, એ જ ધર્મનું સર્વસ્વ છે'–આ પ્રમાણે ફરમાવ્યા બાદ, સુગૃહીતનામા આચાર્યભગવાન શ્રીમદ્ ધર્મઘોષસૂરિવરે, પોતાની આ ધર્મદેશનામાં એ વાત વર્ણવી છે કે–જીવવધ આદિથી વિરામ નહિ પામનારા જીવોને કેવાં કેવાં દુઃખો વેઠવાં પડે છે અને જીવવધાદિથી વિરામ પામનારા જીવોને કેવાં કેવાં સુખો પ્રાપ્ત થાય છે.

જીવવધના સંબંધમાં, આચાર્યભગવાન ફરમાવે છે કે–'જીવવધમાં આસક્ત થયેલા સત્ત્વો નામ પ્રાણિઓ, આઠેય પ્રકારનાં કર્મોને બાંધીને નરકે જાય છે અને ત્યાં તેઓ તીક્ષ્ણ દુઃખોને પામે છે; અને નરકમાંથી ઉદ્વર્તન પામ્યા પછીથી પણ, એ બીચારા પ્રાણિઓ, પોતાના દુશ્ચરણને કારણે, લાખોની સંખ્યાવાળી તિર્યંચયોનિઓમાં ઘણા કાળને માટે ઉત્પન્ન થાય છે.'

આ રીતિએ જીવવધમાં આસક્ત થવાના ફળને દર્શાવ્યા બાદ, જીવવધથી નિવૃત્ત થવાના ફળને દર્શાવતાં, આચાર્યભગવાન ફરમાવે છે કે–'જે માણસો પોતાના જીવિતની માફક સઘળા પ્રાણિગણનું સારી રીતિએ રક્ષણ કરે છે, તે માણસો સકળ લોકનાં લોચનોને માટે ચન્દ્ર તુલ્ય બની જાય છે અને દીર્ઘ આયુષ્યવાળા તથા શ્રેષ્ઠ રૂપવાળા બન્યા

થકા તેઓ, દિવ્ય એવાં દેવલોકનાં જે સુખો; તે સુખોને વારંવાર ભોગવીને, ક્રમે કરીને તેઓ મોક્ષને પણ અવશ્ય પામે છે.'

જેવું પોતાનું જીવિત, તેવું જીવિત સર્વ જીવોનું :

આ ઉપરથી તમે એ વાત સારી રીતિએ સમજી શકયા હશો કે–ધર્મનું સેવન કરવાને ઇચ્છનારા અને મોક્ષને પામવાની અભિલાષાવાળા જીવોએ, જીવ માત્રના રક્ષણની ભાવનાથી ભાવિત અન્તઃકરણવાળા બની જવું જોઇએ. જીવ માત્રના રક્ષણની ભાવનાથી ભાવિત અન્તઃકરણવાળા બન્યા વિના, ધર્મનું વાસ્તવિક કોટિનું અને પરિપૂર્ણ આરાધન થઈ શકે, એ શકય જ નથી. ધર્મની વૃત્તિ પેદા થવાને માટે, જીવદયાની વૃત્તિ પેદા થવી જ જોઈએ. ક્રૂર હૈયાના આત્માઓ, કદી પણ ધર્મને પામી શકતા નથી; અને, જ્યાં ઉગ્ર ક્રૂરભાવ પેદા થઇ જવા પામે છે, ત્યાં ધર્મભાવ ટકી શકતો નથી. જીવ માત્રના સમ્યગ્ રક્ષણનો ભાવ પણ કેવો હોવો જોઈએ? જેવો પોતાના જીવિતના રક્ષણનો ભાવ હોય છે તેવો! જેવું જીવિત પોતાનું છે, તેવું જ જીવિત સર્વ જીવોનું છે–એમ લાગવું જોઈએ. અને એથી, પોતાના જીવિતના રક્ષણની જેવી કાળજી છે, તેવી જ કાળજી જીવ માત્રના જીવિતના રક્ષણની આવવી જોઈએ.

જીવ માત્રના જીવિતનું રક્ષણ કરવા સંયમી બનવું પડે :

જીવ માત્રના જીવિતનું રક્ષણ કરવાનો ભાવ, વધતે વધતે તો એ કક્ષાએ પણ પહોંચી જાય છે કે–'મારા જીવિ-

તનું ગમે તે થાય, મારા જીવિતનો અન્ત પણ આવી જાય, તો પણ મારે કોઈના પણ જીવિતને આઘાત પહોંચાડનારા બનવું નથી.' આવા ભાવને પ્રતાપે જ, મહા મુનિઓ આદિ, ભયંકર ઉપસર્ગોને અને ભયંકર પરીષહોને સમભાવે વેઠી શક્યા છે જગતના જીવ માત્રના જીવિતનું, પોતાના જીવિતની જેમ સારી રીતિએ જો રક્ષણ કરવું હોય, તો એ માટે સંયમી જ બનવું પડે. સંયમી બન્યા વિના, જગતના જીવ માત્રના જીવિતનું પોતાના જીવિતની જેમ સારી રીતિએ રક્ષણ કરનારા બની શકાય જ નહિ. આથી, જગતના જીવ માત્રના જીવિતનું પોતાના જીવિતની જેમ રક્ષણ કરવાનો જે ભાવ, તે ભાવ, જીવમાં સંયમગ્રહણના અને સંયમપાલનના ભાવને પણ પેદા કર્યા વિના રહેતો જ નથી.

મૃષાવાદાદિનો ત્યાગ પણ જીવરક્ષાને માટે:

જીવ માત્રના જીવિતનું પોતાના જીવિતની માફક સારી રીતિએ રક્ષણ કરનારા બનવાને માટે, જીવવધનો ત્યાગ કરવાની જરૂર તો છે જ, પરન્તુ સાથે સાથે મૃષાવાદ આદિનો ત્યાગ કરવાની જરૂર પણ છે જ. મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન અને પરિગ્રહ, એ વગેરેનો જે ત્યાગ છે, તે ખાસ કરીને તો જીવરક્ષાને અવલંબીને જ છે. જીવરક્ષા એ મૂળ વસ્તુ છે. એટલા માટે તો, જેથી જીવહાનિનો સંભવ હોય એવા તથ્ય પણ વચનને બોલવાનો નિષેધ કરવામાં આવ્યો છે. એટલે, ધર્મના આરાધકે જીવરક્ષા તરફ તો અવશ્ય લક્ષ્ય આપવું જોઈએ. અને ધર્મને પામવાને ઈચ્છનારે,

જીવ માત્રના જીવિત પ્રત્યે, પોતાના જીવિત જેવો તેના રક્ષણનો ભાવ પેદા કરવાને માટે પ્રયત્નશીલ બન્યા રહેવું જોઈએ.

## દ્રવ્યપૂજા પણ પરિણામે જીવવધથી નિવૃત્ત બનાવે છે.

પ્ર૦ તો પછી શ્રાવકથી શ્રી જિનપૂજા આદિ થાય શી રીતિએ?

શ્રાવકને માટે દ્રવ્યપૂજાનું જે વિધાન છે, તે ભાવપૂજાને પામવાને માટે છે ભાવપૂજા, એ ભગવાન શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞાનું પાલન કરવાના સ્વરૂપવાળી છે. શ્રાવકની દ્રવ્યપૂજા, શ્રાવકને ભાવપૂજાની પ્રેરણા આપનારી છે, કારણ કે–દ્રવ્યપૂજા કરતે કરતે ભગવાન શ્રી જિનેશ્વરદેવો પ્રત્યેનો જે બહુમાનભાવ વધે છે, તે બહુમાનભાવ ક્રમે કરીને એ તારકની આજ્ઞાના પાલનમાં પરિણમે છે; અને એ તારકની આજ્ઞાનું વાસ્તવિક પાલન એ છે કે–જીવ માત્રના જીવિતનું રક્ષણ પોતાના જીવિતની માફક કરનારા બનવું. આથી, શ્રાવકની દ્રવ્યપૂજાની કરણી, શ્રાવકને, પરિણામે, જીવવધાદિથી નિવૃત્ત બનાવનારી છે, પણ જીવવધાદિમાં પ્રવૃત્ત બનાવનારી નથી. શ્રાવક હજુ જીવવધથી સર્વથા નિવૃત્ત થયેલો નથી કોઈનું પણ અસંયમી જીવન, જીવવધથી ભરપૂર હોય છે. એ જીવવધથી નિવૃત્ત થવાની પ્રેરણા, શ્રાવકને દ્રવ્યપૂજા દ્વારા પ્રાપ્ત થાય છે. દ્રવ્યપૂજામાં, શ્રાવકનો જે પરિગ્રહ, તેનો પણ અમુક અંશે ત્યાગ થાય છે. શ્રાવક માને છે કે–'જેટલો દ્રવ્યવ્યય આમા થયો, તેટલો સફળ છે. આ ધન આમ તો દુખનું અને દુર્ગતિનું કારણ છે, પરંતુ જીવ માત્રની રક્ષાના ધર્મને સ્વતન્ત્રપણે

અરૂપનારા ભગવાન શ્રી જિનેશ્વરદેવોની ઉપાસનામાં જે ધન વપરાયું, તે સુખનું અને સુગતિનું કારણ બન્યું. '

## વર્ત્તમાનમાં જીવવધના પરિણામ નથી અને પરિણામે જીવવધાદિથી નિવૃત્તિ છે માટે દ્રવ્યપૂજા કરણીય છે :

જેઓ જીવવધથી સર્વથા નિવૃત્ત થયેલા છે, તેઓને માટે દ્રવ્યપૂજાનું વિધાન છે જ નહિ દ્રવ્યપૂજાને પરિણામે જીવવધાદિથી નિવૃત્તિ પમાય છે-એ તરફ આંખ આડા કાન કરીને, સ્વરૂપહિંસાદિને નામે દ્રવ્યપૂજાનો શ્રાવકોને માટે નિષેધ કરનારાઓને તો, તેમની પોતાની જ યુક્તિથી, સર્વ ધર્મકરણીઓનો નિષેધ કરવો પડે તેમ છે. પછી તો તેમને, ગુરૂવન્દન અને ધર્મશ્રવણ આદિ માટે જતાં શ્રાવક-શ્રાવિકાઓને પણ નિષેધવાં પડશે; સ્થાનકોને બાંધવા આદિનો નિષેધ પણ કરવો પડશે; અને ધર્મગ્રન્થો લખાવવા, છપાવવા અને પ્રચારવાનો નિષેધ પણ કરવો પડશે. વળી, યતનાની વાતને જો દૂર જ રાખવામાં આવે, તો સાધુથી પણ એક પણ ક્રિયા થઈ શકશે નહિ. એટલે, આવી બાબતોમાં તો વિચાર એ રીતિએ કરવો જોઈએ કે-' અમુક કરણીથી પરિણામે જીવવધાદિથી નિવૃત્તિ જન્મે તેમ છે કે નહિ ? અને વર્ત્તમાનમાં પણ તેમાં જીવવધનો પરિણામ છે કે નહિ ? ' ભગવાન શ્રી જિનેશ્વરદેવોની દ્રવ્યપૂજા કરનારમાં, દ્રવ્યપૂજા કરતી વેળાએ, જીવવધનો પરિણામ હોતો નથી, પણ ભગવાન શ્રી જિનેશ્વરદેવોની ભક્તિનો પરિણામ હોય છે. અને દ્રવ્યપૂજાને કરવાનું ઉપકારિઓએ જે રીતિએ

વિધાન કરેલું છે, તે રીતિએ દ્રવ્યપૂજા કરનારાઓ પરિણામે અવશ્ય ભાવપૂજાને પામે છે, એટલે કે-જીવવધાદિથી નિવૃત્ત જીવનને પામે છે. તમે લોકો ધન કમાવાને માટે જ્યારે પેઢી ખોલો છો, ત્યારે તેમાં તમે પહેલાં પૈસાનો વ્યય કરો છો કે નહિ ? એ વખતે, તમને એમ લાગે છે ખરૂં કે-'હું મારા પૈસાને ગુમાવી રહ્યો છું ?' ત્યાં તો, કમાણી થશે જ-એવું નક્કી નથી, છતાં પણ પેઢી ખોલવા વગેરેમાં થતો ધનનો વ્યય, એ તમને ધન ગુમાવી નાંખવા રૂપ લાગતો નથી, કારણ કે-પેઢી દ્વારા કમાણીની આશા છે; જ્યારે દ્રવ્યપૂજા જો યથાયોગ્ય રીતિએ કરવામાં આવે છે, તો તે અવશ્ય ભાવપૂજાની પ્રાપક બને છે; એટલે, પરિણામે જેનાથી જીવવધાદિથી નિવૃત્તિ પ્રાપ્ત થવી છે અને વર્ત્તમાનમાં જેમાં જીવવધાદિનો પરિણામ નથી, એવી દ્રવ્યપૂજા શ્રાવકોએ તો અવશ્ય કરવી જોઈએ.

## મૃષાવાદથી અવિરામનો દોષ અને વિરામનો ગુણ.

હવે, મૃષાવાદના સંબંધમાં આચાર્યભગવાન ફરમાવે છે કે-'ભૂતાર્થ' એટલે કે વાસ્તવિક એવા જે અર્થો નામ પદાર્થો, તેના અપલાપને કરનારૂં, પ્રાણિઓના વિનાશનું જ એક કારણ અને ઘોર એવું જે વચન, તે સઘળાયનું પણ, સદ્બુદ્ધિવાળા જનોએ વર્જન કરવું જોઈએ. જે લોકો વિતથ એટલે સત્યથી વેગળાં એવાં વચનો બોલવામાં પરાયણ હોય છે, તે લોકો આ લોકમાં જ જીહ્વાછેદન તથા લોકનિન્દાને પામે છે અને પરભવમાં દુઃખોને પામે છે.

આવાં વચનો બોલવાથી જેઓનું ચિત્ત વિરક્ત હોય છે, જેઓ કુટિલપણાના ત્યાગી હોય છે અને જેઓ મિતભાષી હોય છે, તેઓ કદાપિ અપયશ રૂપી કાદવે કરીને લેપાતા જ નથી. વિકસિત એવા કમળના પરિમલ સમાન પોતાના મુખના જે શ્વાસો, તેનાથી દિશાના અંતોને સુગંધિત કરનારા તેઓ, લોકો દ્વારા પૂજાય છે અને આદેયવચની થાય છે.'

## સત્ય માટે શ્રી જિનવચનને સમર્પિત થવું જરૂરી :

મૃષાવાદથી નિવૃત્ત બન્યા રહેવાને ઈચ્છતા આત્માઓએ, તથ્યરહિત અને અતથ્યસહિત વચનોનો ત્યાગ કરવાનો છે. પરન્તુ એટલા જ માત્રથી સરતું નથી. મૃષાવાદથી નિવૃત્ત બન્યા રહેવાને ઈચ્છતા આત્માઓએ તો, જીવાજીવાદિ સદ્ભૂત પદાર્થોનો અપલાપ કરનારાં વચનોનો જેમ ત્યાગ કરવો જોઈએ, તેમ જે વચનો પ્રાણિઓના વિનાશનું એક કારણ હોય, એવાં વચનોનો પણ ત્યાગ કરવો જોઈએ અને કઠોર વચનોનો પણ ત્યાગ કરવો જોઈએ. જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, બંધ, નિર્જરા અને મોક્ષ—એ જે નવ તત્ત્વો છે, એ તત્ત્વોના સ્વરૂપના સંબંધમાં કાંઈ પણ અતથ્ય બોલવું, એ પણ મૃષાભાષણ જ છે. જેણે આ મૃષાભાષણથી બચવું હોય, તેણે ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલા તત્ત્વસ્વરૂપનું જ્ઞાન અવશ્ય મેળવવું જોઈએ. ભગવાન શ્રી જિનેશ્વરદેવો રાગ, દ્વેષ અને મોહથી સર્વથા રહિત એટલે વીતરાગ અને સર્વજ્ઞ હોય છે. આથી, એ તારકોના એક પણ વચનમાં અસત્યનો અંશ સંભવી શકતો

નથી. છદ્મસ્થ જીવો જો સ્વતન્ત્રપણે બોલવા જાય, તો તેમાં અસત્યનો અંશ આવવો, એ ખૂબ જ સંભવિત છે. આ કારણે, જેઓને ખરેખર સત્યનો આગ્રહ હોય, તેઓએ અવશ્ય ભગવાન શ્રી જિનેશ્વરદેવોનાં વચનોનો અભ્યાસ કરવો જોઈએ, એ વચનોના પરમાર્થને પામવો જોઈએ અને એ વચનોને આધીન રહીને જ બોલનારા બનવું જોઈએ.

દ્રવ્યહિંસા કરતાં ય ભાવહિંસા ભયંકર છે.

શ્રી જિનવચનોને જેઓ આ રીતિએ સમર્પિત નથી, તેઓ સત્યની લાખો વાતો પણ કરતા હોય, તો પણ તેઓ પોતે ય, સત્યના સ્વરૂપાદિની બાબતમાં અસત્યવાદી હોય છે, એટલે કે-તેઓ અસત્યને પણ સત્ય તરીકે અને સત્યને પણ અસત્ય તરીકે માનનારા, બોલનારા અને સમજાવનારા હોય છે. સત્યનો જેને સાચો આગ્રહ હોય, તેને શ્રી જિનવચનને આધીનપણે બોલવાનો આગ્રહ પણ હોવો જ જોઈએ. એ વિના, અજ્ઞાનથી પણ, અસત્ય સત્ય તરીકે અને સત્ય અસત્ય તરીકે ઉચ્ચારાઇ જાય છે. આવા પ્રકારનુ અસત્યોચ્ચારણ, પોતાને અને બીજાઓને પણ ઘણું જ નુકસાન કરનારૂ નીવડે છે, કારણ કે-આવા પ્રકારના અસત્યોચ્ચારણમાં ભાવહિંસા રહેલી છે. ભાવહિંસા, એ દ્રવ્યહિંસા કરતાં પણ વસ્તુતઃ વધારે ભયંકર છે, કારણ કે-ભાવહિંસાના પરિણામે જીવને જે કારમો કર્મબંધ થાય છે, તે કર્મબંધ જીવને ઘણા કાળ પર્યન્ત દુર્ગતિઓમાં રખડાવે છે અને એ રખડપટ્ટી દરમ્યાન જીવ દ્રવ્યહિંસા

પણ કરતો જ રહે છે. આ વાત જેઓના લક્ષ્યમાં આવી જાય છે અને જેઓના હૈયે રૂચી જાય છે, તેઓ કોઈ પણ બાબતમાં શ્રી જિનવચન ઓળવાય-એવું બોલાઇ જવા પામે નહિ, એની ખૂબ જ કાળજી રાખે છે. આવા આત્માઓને, શ્રી જિનવચનને નહિ સમર્પિત એવા આત્માઓ, સત્યની ઉપાસનાની ચાહે તેટલી વાતો કરતા હોય તો પણ, 'તેઓ બીચારા મૂઢ છે'-એમ લાગે છે. કારણ કે-એ બીચારાઓ સત્યવાદના નામે જ અસત્યવાદ કરવાના અને અસત્યવાદનો પ્રચાર કરવાના પાપમાં પડે છે. તેઓ એટલું પણ સમજી શકતા નથી કે-'દ્રવ્યહિંસાથી અને ભાવહિંસાથી બચવાને માટે જ મૃષાવાદનો ત્યાગ કરવાનો છે.' આવી સમજ નહિ હોવાના કારણે, તેઓ સત્યભાષણના નામે એવું ભાષણ પણ કરે છે, કે જે ભાષણ દ્રવ્યહિંસાનું અને ભાવહિંસાનું કારણ હોય.

## કુટિલપણાને તજવું અને મિતભાષી બનવું.

મૃષાવાદથી નિવૃત્ત બન્યા રહેવાને ઇચ્છનારા આત્માઓએ તો, તથ્ય એવું પણ કોઇ વચન એવું નહિ બોલવું જોઈએ, કે જે વચન પ્રાણુહિંસાનું કારણ હોય અથવા તો કઠોર હોવાને કારણે અન્યને દુભવનારૂં હોય. આ માટે, કુટિલ-પણાને તજવું અને મિતભાષી બનવું, એ પણ આવશ્યક છે. જેઓ કુટિલપણાને તજતા નથી, તેઓ તથ્ય વચનને પણ માયામિશ્રિત બનાવી દઇને અસત્ય વચન રૂપ બનાવી દે છે. કુટિલપણાના યોગે, તથ્ય એવું પણ વચન, માયા-મિશ્રિત બની જવા પામે છે; અને એવું માયામિશ્રિત

વચન, અવશ્ય ભાવહિંસાનું કારણ બને છે. વળી, જેઓ મિતભાષી નથી હોતા અને બહુ બોલકણા હોય છે, તેઓથી અનુપયોગાદિના કારણે પણ મૃષાવાદનું સેવન થઈ જવું, એ ય સુશક્ય છે.

સંયમગ્રહણ ને સંયમપાલન જરૂરી:

આ બધા ઉપરથી તમને ખ્યાલ આવ્યો હશે કે–વાસ્તવિક રીતિએ અને પરિપૂર્ણપણે જો મૃષાવાદથી નિવૃત્ત થવું હોય, તો એ માટે પણ સંયમગ્રહણ અને સંયમપાલન આવશ્યક છે. અસંયમી જીવ ચાહે તેટલો પ્રયત્ન કરે, તો પણ તે પ્રાણિહિંસાના કારણ રૂપ વચનથી સર્વથા અળગો રહી શકતો જ નથી. એટલે, હિંસાનો જેણે મન–વચન–કાયાથી અને તે પણ કરવા–કરાવવા–અનુમોદવા રૂપે ત્યાગ કરવો હોય, તેણે મૃષાવાદનો પણ મન–વચન–કાયાથી, કરવા–કરાવવા–અનુમોદવા રૂપે ત્યાગ અવશ્ય કરવો પડે છે; અને આવો ત્યાગ વસ્તવિક રૂપમાં તો તેઓ જ કરી શકે છે, કે જેઓ ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલો ' સર્વ-વિરતિ ' રૂપ ચારિત્રધર્મનો સ્વીકાર કરે છે અને તેનું યથાર્થ પાલન પણ કરે છે.

અદત્ત ધનને ગ્રહણ કરવું નહિ.

હવે, અદત્ત એવા ધનનુ ગ્રહણ કરવાના સંબંધમાં, આચાર્યભગવાન શ્રીમદ્ ધર્મઘોષસૂરિવર ફરમાવે છે કે–' પારકું એવું જે ધન, તેને જે ઓળવે છે, તે તુચ્છ એવા ઐહિક સુખને માટે, સદ્‌ગતિ રૂપ જે ઘર; તેનાં જે બારણાં, તેને

અંધ કરી દે છે; અને કર્મ રૂપી જે બેડીઓ, તેને એ નિબિડ કહેતાં ગાઢ બનાવી દે છે. મૂઢાત્માઓ, પરાયા ધનને ઓળવવાને કારણે, જન્મે જન્મે દારિદ્યનું ઉપાર્જન કરે છે અને પુત્ર તથા પત્નીના વિરહથી ઉત્પન્ન થતા દુઃસહ એવા દુઃખને પામે છે.'

આ રીતિએ અદત્ત એવા ધનના ગ્રહણના દોષને દર્શાવ્યા બાદ, અદત્ત એવા ધનને નહિ ગ્રહણ કરવામાં રહેલા ગુણને દર્શાવતાં, આચાર્યભગવાન ફરમાવે છે કે-'જે આત્માઓ સંતોષમાં તત્પર બન્યા થકા, અદત્ત એવા તૃણ માત્રને પણ ગ્રહણ કરતા નથી, તેઓ દેવોને પણ પૂજ્ય થાય છે, તો પછી મનુષ્યોને પૂજ્ય થાય, એમાં તો કહેવાનું જ શું હોય? તેઓના ધનવિલાસો વધે છે, તેઓને માથે કદી પણ આફતો આવી પડતી નથી અને તેઓના સઘળા ય મનોરથો નિર્વિઘ્નપણે પરિપૂર્ણ થાય છે.'

## ચાર પ્રકારનાં અદત્તો :

શ્રી જિનશાસનમાં અદત્ત ચાર પ્રકારે વર્ણવાએલ છે. સ્વામી-અદત્ત, જીવ-અદત્ત, તીર્થંકર-અદત્ત અને ગુરૂ-અદત્ત. અદત્તાદાનનો જ્યારે સંપૂર્ણપણે ત્યાગ કરવો હોય, ત્યારે આ ચારેય પ્રકારનાં અદત્તોને ગ્રહણ નહિ કરવાનો નિયમ કરવો પડે છે. જ્યાં સુધી આ ચારેય પ્રકારનાં અદત્તોને ગ્રહણ નહિ કરવાનો નિયમ, અદત્તને મન-વચન-કાયાથી કરવા, કરાવવા અને અનુમોદવા રૂપે નહિ ગ્રહણ કરવા રૂપે સ્વીકારાતો નથી, ત્યાં સુધી સંપૂર્ણપણે અદત્ત-

ગ્રહણનો ત્યાગ કર્યો મનાતો નથી. આ કારણે, અદત્તના ગ્રહણનો જ્યારે સંપૂર્ણપણે ત્યાગ કરવો હોય, ત્યારે પણ સંયમગ્રહણ અને સંયમપાલન અનિવાર્ય બની જાય છે. અદત્તના ગ્રહણનો જે ત્યાગ, એ ત્યાગ પણ, વસ્તુતઃ તો, દ્રવ્યહિંસાથી અને ભાવહિંસાથી બચવાને માટે જ કરવાનો છે.

## મૈથુનથી અવિરમણમાં દોષ ને વિરમણમાં ગુણ

હવે, મૈથુનના સંબંધમાં આચાર્યભગવાન ફરમાવે છે કે–'જેમણે પોતાના આત્માનો નિગ્રહ નથી કર્યો, તેઓ આ લોકના લેશ સુખ માત્રમાં પ્રતિબદ્ધ બનવા દ્વારાએ, કામલુબ્ધ બની જઈને મુગ્ધ બન્યા થકા, યુવતીઓના દાસની જેમ વર્તે છે. જે પુરૂષો મૈથુનસંજ્ઞામાં ખૂબ રત બને છે, તેઓ રાજસેવા અને સંગ્રામકરણ વગેરે વિવિધ દુઃખોને અનેક વાર પણ પામે છે; જ્યારે, જે પુરૂષો કામથી વિશેષે કરીને પરાઙ્મુખ બને છે, તેઓ મનુષ્યોને અને દેવતાઓને પૂજનીય એવા પાદપદ્મવાળા બન્યા થકા, દેહોદ્ભવ એવા અવિનશ્વર પરમાનંદને સદા અનુભવે છે, એટલે કે–તેમનો દેહ જ્યાં સુધી ટકે ત્યાં સુધી તેઓનો પરમાનંદ પણ ટકે જ છે. પરિપૂર્ણ બ્રહ્મચર્યના પાલનથી પવિત્ર છે જેમનાં ગાત્રો, એવા પુરૂષસિંહોના સ્મરણ માત્રથી પણ, વિદ્યા અને મન્ત્રો સિદ્ધ થાય છે.'

## પરિગ્રહના અત્યાગનો દોષ ને ત્યાગનો ગુણ

આ પછીથી, પરિગ્રહના સંબંધમાં આચાર્યભગવાન ફરમાવે છે કે–'જેઓ પરિગ્રહની વિરતિને કરતા નથી અને

એથી જેઓ પાપકાર્યોને વિષે સારી રીતિએ પ્રવર્તે છે, તેઓ પોતાના આત્માને પોતાની ક્રિયાઓ દ્વારાએ જ કોશેટાની જેમ બાંધે છે. લાભના વશે કરીને વધતા એવા મોટા લોભથી રોજ શારીરિક કષ્ટને ભોગવતા તેઓ, સર્વત્ર મમત્વનો પરિગ્રહ કરવા વડે કરીને, લાંબા કાળને માટે ક્લેશનો અનુભવ કરે છે. જે પુરૂષો, ખરેખર અપરિગ્રહી હોય છે, તેઓ તો પોતાના શરીરને વિષે પણ મમત્વના પ્રતિબંધને કરતા નથી, તો પછી શેષ વસ્ત્ર–પાત્રાદિની તો ગણના જ શાની કરવાની હોય? અર્થાત્–પોતાના શરીરને વિષે પણ જે મમતારહિત હોય, તે વસ્ત્ર–પાત્રાદિને વિષે તો મમતારહિત હોય જ. આવા પ્રકારના નિર્મમત્વને લઈને, તેઓ, તીવ્રતર એવા પણ ઉપસર્ગો આવી પડે તો ય, મંદરાચલની માફક ધ્યાનથી ચલાયમાન થતા નથી અને તેઓ પોતાના મોક્ષસુખને સાધે છે.'

ઉપસંહારમાં સારદર્શન:

આટલું વર્ણન કરીને, ઉપસંહાર કરતાં આ આખા ય ધર્મોપદેશના રહસ્યને પ્રગટ કરતાં, સુગૃહીતનામા આચાર્યભગવાન શ્રીમદ્ ધર્મઘોષસૂરિવર ફરમાવે છે કે–'હે દેવાનુપ્રિયો! આ રીતિએ મેં તમને, જીવવધાદિથી વિરામ નહિ પામવાને કારણે ઉત્પન્ન થતા દોષોનું અને જીવવધાદિથી વિરામ પામવાને કારણે ઉત્પન્ન થતા ગુણોનું વર્ણન કરવા પૂર્વક, સદ્ધર્મનું શુદ્ધ એવું જે સર્વસ્વ, તે કહી સંભળાવ્યું. પોતપોતાનાં કર્મોના ભારે ભારથી દબાએલા અને એ

કારણે સંસાર રૂપી જે સાગર, તેમાં ભમતા એવા જીવોને, ખરેખર, આ જ એટલે કે–જીવવધાદિથી વિરામ પામવું, એ જ ચિન્તામણિની જેમ દુર્લભ છે. જીવવધાદિથી વિરામ પ્રાપ્ત થયે છતે, જગતમાં એવું કાંઈ જ નથી, કે જે પ્રાપ્ત થયુ હોય નહિ! એટલા માટે, કુશળ બુદ્ધિને ધરનારાઓએ તો, જીવવધાદિથી વિરામ પામવા રૂપ સદ્ધર્મના આ સર્વસ્વને વિષે જ પ્રયત્ન કરનારા બનવું જોઈએ. અતિચારથી રહિતપણે જીવવધાદિથી વિરામ પામવા રૂપ સદ્ધર્મનુ આ સર્વસ્વ, સાધુ–દીક્ષા વિના ઘટી શકતું નથી. આ કારણે, દુ:ખ રૂપી જે પર્વત, તેને ભેદવાને માટે વજ્ર સમાન, એવી જે પ્રવ્રજ્યા, તેનો તમે આદર કરો!'

સાધુઓ અને પ્રવ્રજ્યાનો ઉપદેશ:

શ્રી ધર્મઘોષ એવા ગુણસમ્પન્ન નામને ધરનારા અને પ્રાણિ માત્રનુ રક્ષણ કરવામાં તત્પર એવા આ આચાર્યભગવાને, ગોભદ્ર આદિને કેવો ઉપદેશ દીધો, એ તમે જોયું ને? પ્રવ્રજ્યાને ગ્રહણ કરવાનો જ ઉપદેશ આપ્યો ને? જેઓ પ્રવ્રજ્યાને ગ્રહણ કરવાને સમર્થ ન હોય, તેઓ જેટલે અધિક અંશે બને તેટલે અધિક અંશે જીવવધાદિથી વિરામ પામે, પણ ધર્મોપદેશક ધર્માચાર્ય આદિ તો, જીવવધાદિથી નિરતિચારપણે વિરામ પામવાનો જ ઉપદેશ આપે ને? જીવવધાદિથી નિરતિચારપણે વિરામ પામવાનું નહિ કહેતાં, જેઓ માત્ર અમુક અમુક અંશે જ જીવવધાદિથી વિરામ પામવાનું ઉપદેશે, તેઓ શેષ જીવવધાદિ રૂપ પાપોમાં

અનુમતિ આપનારા ઠરે ને ? એકલો જ ધર્મ માત્ર સુસાધુમાં જ સંભવે છે. જીવવધાદિથી, શક્ય એટલા વધુમાં વધુ પ્રમાણમાં પણ વિરામ પામેલા ગૃહસ્થમાં ય, એકલો જ ધર્મ માત્ર સંભવતો નથી, કારણ કે–ગૃહસ્થપણામાં ઘણા ઘણા અંશોએ જીવવધાદિ રૂપ અધર્મ ઉભો જ રહે છે. આથી, પરમ ઉપકારી શાસ્ત્રકાર મહાત્માઓએ, સાધુઓને જ ધર્મી તરીકે વર્ણવ્યા છે અને દેશવિરતિધર સુશ્રાવકોને ધર્માધર્મી તરીકે વર્ણવ્યા છે. જીવ માત્રનુ હિત જેમના હૈયે વસ્યું હોય, તેઓએ, જીવ માત્રના હિતને અનુલક્ષીને, જીવવધાદિથી સંપૂર્ણપણે વિરામ પામવાનો જ ઉપદેશ આપવો જોઇએ. ઉપદેશનો સાર તો એ જ હોવો જોઈએ કે–જેમનાથી બની શકે તેમણે, જીવવધાદિથી નિરતિચારપણે વિરામ પામવાને માટે, સાધુદીક્ષાને જ ગ્રહણ કરવી જોઇએ.

સાધુજનની ઈચ્છા:

આથી સમજાયું ને કે–સાધુ 'સૌ કોઈ સાધુ બને' એમ જ ઈચ્છે. અને એથી તેઓ, ધર્મશ્રવણ કરનારાઓમાં સાધુ બનવાની ઈચ્છા પ્રગટે–એવો જ ઉપદેશ આપે. જીવવધાદિમાં પ્રવૃત્ત રહેવાની પ્રેરણા મળે અને સાધુ થવાની ઈચ્છા જન્મે નહિ–એવા પ્રકારનો ઉપદેશ જો કોઈ સાધુ આપે, તો તે વસ્તુતઃ સાધુ જ નથી. વેષથી તે ભલે સાધુ ગણાતો હોય, પણ મનથી તે સાધુ નથી. શરીર ઉપર વેષભલે સાધુનો હોય, પણ આત્મા સાધુ નથી. આત્મા જો સાધુ હોય, તો તો તે જીવ માત્રનું રક્ષણ કરવાના ભાવથી

ભાવિત હોય; અને જે આત્મા જીવ માત્રના રક્ષણના ભાવથી ભવિત હોય, તે તો એમ જ ઈચ્છે કે-'જો શક્ય હોય તો એવું કરવું જોઈએ કે-જીવ માત્ર જીવવધાદિથી વિરામ જ પામે. જો કે-જીવ માત્ર જીવવધાદિથી વિરામ પામે, એવુ તો બન્યું ય નથી, બનવાનું ય નથી અને બનતું પણ નથી; પરન્તુ આપણું જેટલે અંશે નીપજતું હોય તેટલે અંશે, આપણે જેટલા બને તેટલા વધારે જીવોને જીવવધાદિથી વિરામ પમાડવાનો પ્રયત્ન કરવો જોઈએ. એ પ્રયત્ન ધર્મોપદેશ દ્વારાએ જ શક્ય છે, માટે આપણે જ્યારે પણ ઉપદેશ આપવો, ત્યારે ધર્મનો જ ઉપદેશ આપવો.'

## સાધુઓએ ખ્યાલ રાખવો જોઇએ :

અહીં સાધુઓએ પણ ઘણો વિચાર કરવા જેવો છે. જીવવધાદિથી વિરામ પામવાના પોતાના પરિણામને સારી રીતિએ જાળવી રાખવાને માટે, સાધુઓએ સદાને માટે ઉદ્યમશીલ બન્યા રહેવું જોઈએ. જીવવધાદિથી વિરામ પામવાના પરિણામ વિના, જીવ માત્રનું સારી રીતિએ રક્ષણ કરવાના વર્તનમાં દત્તચિત્ત બન્યા રહેવાય, એ શક્ય નથી. સાધુઓની એકે એક ક્રિયામાં જીવવધાદિથી વિરામનું જ તત્ત્વ રહેલું છે; અને એથી જીવરક્ષાનું તત્ત્વ રહેલું છે. પ્રમાદાદિને વશ બનીને જે સાધુઓ જીવરક્ષા તરફ ઉપેક્ષાને સેવનારા બને છે, તેઓને જીવવધાદિથી વિરામના પરિણામને ગુમાવી બેસતાં વાર લાગતી નથી. એને લઇને, મન-વચન-કાયાની પ્રવૃત્તિ, દેખીતી રીતિએ જીવરક્ષાની હોય તો

પણ, તેઓ જીવરક્ષાના ખરા લાભથી વંચિત રહી જાય છે. જીવવધાદિથી વિરામના પરિણામ તરફ દુર્લક્ષ્ય થતાં, જીવ-રક્ષાનો જે ખરેખરો ભાવ, તે નાશ પામી જાય છે; અને એ જ કારણે, ક્રમે કરીને એવા સાધુઓના ધર્મોપદેશમાં પણ, જીવવધાદિના સમર્થનનું તત્ત્વ આવી જાય છે. જીવ-વધાદિથી વિરામના પરિણામવાળા અને એથી જીવ માત્રની રક્ષા કરવાની જ વૃત્તિવાળા સુસાધુઓ, ઉત્સૂત્રપ્રરૂપણાદિથી સદૈવ અળગા રહેવાની વૃત્તિવાળા ન હોય—એ બને જ નહિ. અને એવા સાધુઓની સર્વ પ્રવૃત્તિઓ પણ જીવદયામય હોય. સુસાધુઓની કોઈ પણ ક્રિયાને જોતાં, જોનાર જો દ્વેષી આદિ ન હોય, તો એને ખ્યાલ આવે કે–'આ મહાત્મામાં જીવ-રક્ષાની કેટલી બધી કાળજી છે?' સાધુઓ તો બહુ શાણા ગણાય ને? એટલે, તેઓ તો આટલી ટૂંકી વાતમાં પણ પ્રાયઃ ઘણું જ સમજી જાય ને?

## ધર્મદેશનાથી નીપજેલી અસર :

આચાર્યભગવાન શ્રીમદ્ ધર્મઘોષસૂરિવરે દીધેલી ધર્મ-દેશનાનું શ્રવણ કરવાના પ્રતાપે, ઘણા પ્રાણિઓ સદ્ધર્મના માર્ગે પ્રતિબોધિત થયા, એટલે કે–સમ્યગ્દર્શન ગુણને પામ્યા. તેમની જે મિથ્યાત્વ-વાસના, તે નાશ પામી ગઈ. એથી, કેટલાકના હૈયામાં સર્વવિરતિનો પરિણામ પેદા થયો અને અન્યોના હૈયામાં દેશવિરતિધર બનવાની ભાવના પ્રગટી. હવે ગોભદ્રનું શું થયું, તે કહે છે. સંસારની અસારતાને પરિભાવતા ગોભદ્રના આત્મામાં, તત્કાળ, તીવ્ર એવો જે

વૈરાગ્ય, તે વૈરાગ્યને લઈને પ્રવ્રજ્યાને ગ્રહણ કરવાનો પરિણામ ઉત્પન્ન થયો. તીવ્ર વૈરાગ્યને લીધે પ્રવ્રજ્યાનો પરિણામ સારી રીતિએ ઉત્પન્ન થયો છે જેનામાં એવો ગોભદ્ર, તરત જ, આચાર્યભગવાનની સમીપે ગયો. આચાર્યભગવાનની સમીપે જઈને, ગોભદ્રે આચાર્યભગવાનને વિનંતિ કરી કે–'ભગવન્! આપનુ અમૃત વચન મને પરિણમ્યું છે. એથી મારામાં વિવેક સમુલ્લસિત થયો છે અને મારી ગૃહવાસની વાસના તૂટી જવા પામી છે. આ કારણે, આપ નિર્યામક દ્વારા પ્રવ્રજ્યા રૂપી યાનપાત્ર ઉપર આરૂઢ થઇને, ભવ રૂપી સાગરને ઓળંગી જવાની મારી ઈચ્છા છે.'

ગુરૂ મહારાજાએ પણ, એની વિનંતિના જવાબમાં, એ જ કહ્યું કે–'ભદ્ર! તમારા જેવાઓને માટે, આમ કરવું, એ જ યોગ્ય છે.'

## પ્રવ્રજ્યાના અર્થિમાં આવો ભાવ જોઈએ :

જીવમાં જ્યારે પ્રવ્રજ્યાનો પરિણામ સારી રીતિએ પ્રગટે છે, ત્યારે સદ્ગુરૂ પ્રત્યે એના હૈયામાં કેવો ભાવ પ્રગટે છે, એ વાત ગોભદ્રે કરેલી વિનંતિથી પણ સ્પષ્ટ થઈ જાય છે. પ્રવ્રજ્યા લીધા પછીથી પણ પ્રવ્રજ્યાનુ સુન્દર પ્રકારે પાલન કરાય, તો જ પ્રવ્રજ્યા સંસારથી તારનારી નીવડે છે; અને પ્રવ્રજ્યાનું સુન્દર પાલન કરવાને માટે, સદ્ગુરૂની નિશ્રા અને દોરવણી અવશ્ય જોઈએ. એટલા માટે, ગોભદ્રે, પ્રવ્રજ્યાને સંસાર રૂપી સાગરને લંઘી જવાને માટેના યાનપાત્ર રૂપે જણાવીને, આચાર્યભગવાનને તેના નિર્યામક

તરીકે વર્ણવ્યા છે. આ રીતિએ, ગોભદ્ર એ વાતની પણ ખાત્રી આપે છે કે–' હું સંસારસાગરને તરી જવાની એક માત્ર કામનાથી જ, આપની પાસે પ્રવ્રજ્યાને ગ્રહણ કરવાને ઈચ્છું છું. અને પ્રવ્રજ્યાને ગ્રહણ કરીને, હું કદી પણ સ્વચ્છન્દપણે વર્તીશ નહિ, પરન્તુ આપ જે રીતિએ ફરમાવશો, તે રીતિએ હું પ્રવ્રજ્યાનુ પાલન કરીશ.' ગોભદ્રની વિનંતિના શબ્દોમાં, ગોભદ્રની પ્રવ્રજ્યા માટેની લાયકાત, ઘણા જ સ્પષ્ટ રૂપમાં જણાઈ આવે છે. પ્રવ્રજ્યાનો સ્વીકાર કરવાને માટે, પ્રવ્રજ્યાના અર્થી એવા આત્મામાં, આવા પ્રકારનો ભાવ પેદા થવો જોઈએ; અને પ્રવ્રજ્યાના અર્થી એવા પણ આત્મામાં જ્યાં સુધી આવો ભાવ પેદા થવા પામે નહિ, ત્યાં સુધી સુગુરૂએ, તેને પ્રવ્રજ્યાદાન કરવાની ઉતાવળ નહિ કરતાં, તેનામાં ગોભદ્રના જેવો ભાવ પ્રગટે–એ માટેનો યથોચિત પ્રયત્ન કરવો જોઈએ.

## પ્રવ્રજ્યાનું પાલન કરવાથી જ તરાય છે; પ્રવ્રજ્યા લેવા માત્રથી જ નહિ !

પ્રવ્રજ્યા લેવા માત્રથી જ તરાઈ જવાતું નથી, પરન્તુ પ્રવ્રજ્યાનુ પાલન કરવાથી જ તરાય છે. ગોભદ્રમાં જેવો ભાવ પ્રગટ્યો, એવો ભાવ પ્રવ્રજ્યાના અર્થી આત્મામાં પ્રગટ્યો હોય, તો એનાથી પ્રવ્રજ્યાનું પાલન સુન્દર પ્રકારે થઇ શકે છે. કોઈ દુષ્કર્મના તીવ્ર ઉદયે પતનાદિ થઈ જવા પામે–એ વાત જુદી છે; બાકી તો, એવા ભાવે પ્રવ્રજ્યાને ગ્રહણ કરનારો પુણ્યાત્મા, પ્રવ્રજ્યાનું સુન્દર પ્રકારે પાલન કરનારો બને છે. જ્યારે એવો ભાવ જેનામાં હોતો નથી

અને જેનામાં પ્રગટી શકતો નથી, એવા પ્રવ્રજ્યાના અર્થિઓને પણ જો પ્રવ્રજ્યા દેવામાં આવે છે, તો તેથી માર્ગની આરાધનાને સ્થાને માર્ગની વિરાધના પેદા થવા પામે છે. આથી, ગોભદ્રની આ વિનંતિની વાત, પ્રવ્રજ્યાના અર્થિઓએ પણ ધ્યાનમાં લેવા જેવી છે અને પ્રવ્રજ્યાદાન કરનારાઓએ પણ ધ્યાનમાં લેવા જેવી છે. જીવ માત્ર પ્રત્યેની રક્ષણભાવનાથી પ્રેરાઈને, સ્વ–પરના અનુગ્રહના હેતુથી, પ્રવ્રજ્યાને ગ્રહણ કરવાની આવશ્યકતાને સમજાવવાને માટે પ્રયત્ન કરવામાં જરા પણ કચાશ રાખવી નહિ, પરન્તુ જ્યારે કોઈ પણ જીવ પ્રવ્રજયાનો અર્થી બનીને આવે, ત્યારે એ અવશ્ય જોવું જોઈએ કે–'સંસાર રૂપી સાગરથી તરી જવાની જ એક માત્ર ઈચ્છાથી પ્રવ્રજ્યાને ગ્રહણ કરવાને માટે આ આવ્યો છે કે નહિ ? અને, પ્રવ્રજયાને ગ્રહણ કરીને પણ પ્રવ્રજયાનુ સારી રીતિએ પાલન કરી શકે, એ માટે જરૂરી એવા સમર્પિત-ભાવને લઈને આ આવ્યો છે કે નહિ ?' એમા જો ખામી જણાય, તો પહેલા એ ખામીને દૂર કરવાનો પ્રયત્ન કરવો, એમાં જ સ્વ–પરના અનુગ્રહનો સાચો ભાવ રહેલો છે.

દીક્ષાનો સ્વીકાર કરીને ગોભદ્રે આરંભેલી આરાધના :

હવે, આચાર્યભગવાનને નમસ્કાર કરીને, ગોભદ્ર પોતાને ઘરે ગયો. પોતાને ઘરે જઈને, જાલંધર નગરેથી નીકળતી વેળાએ ચન્દ્રલેખાએ તેને જે રત્નો આપ્યાં હતાં, તે બધાં જ રત્નોને તેણે વેચી નાંખ્યાં. એ રત્નોને વેચી નાંખવાના પરિણામે, તેના હાથમાં જે દ્રવ્ય આવ્યું, તે

દ્રવ્યથી તેણે દીન અને અનાથ આદિ જનોને મહાદાન દીધું. આમ છૂટે હાથે ગરીબોને દાન દઈ દીધા બાદ, પ્રશસ્ત તિથિએ અને પ્રશસ્ત મુહૂર્તે, ગોભદ્રે આચાર્યભગવાનની પાસે જઈને પ્રવ્રજ્યાને ગ્રહણ કરી. પ્રવ્રજ્યાને ગ્રહણ કર્યા બાદ, ગોભદ્ર મહા તપસ્વી થયો. વિશુદ્ધ છે મન જેવું એવા તે ગોભદ્ર મુનિના દિવસો, શ્રમણધર્મનું નિરતિચાર પાલન કરવામાં, પરીષહોને સમ્યક્ પ્રકારે સહવામાં, બાળ અને ગ્લાન આદિ જે મુનિઓ—તેઓની વિનય–વૈયાવચ્ચ કરવામાં, ભાવનાઓને ભાવવામાં, સિદ્ધાન્તનાં જે શાસ્ત્રો–તેનુ પઠન કરવામાં, તે તે શાસ્ત્રોના ભાવાર્થનું પરિચિન્તન કરવામાં અને અપૂર્વ અપૂર્વ તપોનું આચરણ કરવામા વ્યતીત થવા લાગ્યા. ગોભદ્રે દીક્ષા પણ મનઃશુદ્ધિ પૂર્વક લીધી અને દીક્ષાનુ પાલન પણ એવી રીતિએ કરવા માંડ્યું કે–મનઃશુદ્ધિમાં દિન–પ્રતિદિન અભિવૃદ્ધિ જ થયા કરે. આ પછીથી, અન્યદા, એ મુનિવરે આચાર્યભગવાનની આજ્ઞાને પ્રાપ્ત કરીને, માસખમણના પારણે માસખમણ—એમ માસખમણો કરવા માંડયાં. માસખમણ ઉપર માસખમણ કર્યે જવાના પરિણામે, એ મુનિવરનુ શરીર ઘણુ સુકાઇ જવા પામ્યુ. એમ પોતાનું શરીર ઘણુ સુકાઈ જવા છતાં પણ, પોતાના સામર્થ્યને જરા પણ ગોપવ્યા વિના, એ મુનિવર, બાલાદિક સાધુઓના કાર્યમાં સર્વત્ર પ્રવર્તતા હતા.

**આ આરાધનાને આદર્શ રૂપ બનાવવી ઘટે :**

ખરેખર, સંસાર રૂપી સાગરને લઘી જઈને મોક્ષને પામવાને માટે, ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલી પરમ

તારક એવી પ્રવ્રજ્યાના આલમ્બનને ગ્રહણ કરનારા પુણ્ય-વાનોએ, ગોભદ્રની આ આરાધનાને યાદ કરી લેવા જેવી છે; અને ગોભદ્રની આ આરાધનાને આદર્શ રૂપ બનાવીને, પોતે પણ આવી ઉત્કટ કોટિની આરાધના કરવાને માટે, સદા પ્રયત્નશીલ બનવા જેવું છે. પ્રવ્રજ્યાને ગ્રહણ કરનારા-ઓએ, સૌથી પહેલાં તો, સંયમનું નિરતિચાર પાલન કરવાના લક્ષ્યવાળા બનવું જોઈએ; અને એ માટે પરીષહોને સમ્યક્ પ્રકારે સહવામાં જરા ય નિરુત્સાહી નહિ બનવું જોઈએ. એ સાથે, બાળ-વૃદ્ધ-ગ્લાન આદિ મુનિવરોની વિનયપૂર્ણ વૈયાવચ્ચ કરવામા અને અનિત્યાદિ બાર ભાવનાઓને અથવા તો મૈત્રી આદિ ચાર ભાવનાઓને અને મહાવ્રતોની પચીસ ભાવનાઓને ભાવવામાં પણ લક્ષ્યવાળા બન્યા રહેવું જોઈએ. સૂત્રોનો અભ્યાસ કરવો અને તેના અર્થોનું ચિન્તન કરવું, એ તો આત્માને આરાધનામાં ઉત્તેજિત બનાવનાર છે; અને એ દ્વારા સ્વ-પરના અનુગ્રહને સુન્દર પ્રકારે સાધી શકાય છે. આ ઉપરાન્ત, મુનિઓને તો, અપૂર્વ અપૂર્વ તપો કરવાના કોડ હોય જ, કારણ કે-તપ, એ સંયમને સારામાં સારી રીતિએ ઉજાળનાર છે. સંસારનાં સઘળાં ય સુખોને અને સંસારનાં સઘળાં ય સુખોની ઈચ્છાને પણ તજી દઈને, એક માત્ર મોક્ષની જ સાધના કરવાને માટે પ્રવ્રજ્યાને ગ્રહણ કરનારા આત્માઓ, આ રીતિએ વર્તીને, પોતાના સાધ્યને અલ્પકાળમાં જ સાધી શકે છે.

<u>દેડકીની વિરાધના :</u>

ગોભદ્ર, મુનિપણાનો સ્વીકાર કરીને, ચઢતે પરિણામે

મોક્ષમાર્ગની આરાધનામાં આગળ વધી રહ્યા છે; પણ ભવિતવ્યતાવશ એક બનાવ એવો બની જાય છે, કે જે નિમિત્તે એ મુનિવર ક્રોધમાં આવી જઈને વિવેકથી પરાઙ્મુખ બની જાય છે. અને એ કારણે તેઓ પોતાના સંયમને વિરાધી નાંખે છે. હવે એ જ બનાવનું વર્ણન આવે છે.

મહા-તપસ્વી એવા એ મુનિરાજ, કોઈ એક સમયે, એક ક્ષુલ્લક સાધુની સાથે, સવારે આહારને માટે ગયા. માર્ગે ચાલતા તેઓ; પોતાની દૃષ્ટિને માર્ગ ઉપર યુગપ્રમાણ સ્થાપિત કરીને ચાલતા હતા; છતાં પણ, દૈવ યોગે બન્યું એવું કે-તેમનાં ચરણોની નીચે એક દેડકી આવી ગઇ અને એમ ચગદાવાથી તે દેડકી મરી પણ ગઈ.

તેમની સાથેના ક્ષુલ્લક સાધુ, કે જે તેમની પાછળ પાછળ ચાલ્યે જતા હતા, તેમણે એ દેડકીને એ તપસ્વી મુનિરાજના પગ નીચે છુંદાતી અને એથી એને મરણ પામેલી જોઈ. આથી, એ ક્ષુલ્લક સાધુએ, એ તપસ્વી મુનિરાજને કહ્યું કે–'તપસ્વિન્! આપે આ દેડકીની વિરાધના કરી, માટે આપ બરાબર જુઓ!'

### હું વિરાધક નથી પણ તું જુઠ્ઠાબોલો છે:

વાત તદ્દન સાચી પણ હતી અને હિતકારી પણ હતી, પણ 'આવી વાત એક ક્ષુલ્લક સાધુ મને કહી જાય?'–આવો કોઈ ભાવ, એ તપસ્વી મુનિના મનમાં પેદા થઈ જવા પામ્યો. આથી, તેમના મનમાં થોડોક રોષાવેશ પણ ઉત્પન્ન થઈ ગયો. રોષાવેશવાળા બનીને તેમણે; ઈર્ષ્યાથી,

બીજા માણસોના પગ નીચે આવી જઈને ચગદાઈને મરણ પામેલી એવી જે બીજી દેડકીઓ ત્યાં પડી હતી, તે દેડકીઓને બતાવતે થકે, એ ક્ષુલ્લક મુનિને કહ્યું કે–' અરે, દુષ્ટ શૈક્ષ! શું આ દેડકીને પણ મેં મારી? આ દેડકીને પણ મેં મારી? અને આ દેડકીને પણ મેં મારી?' અર્થાત્–એ તપસ્વી મુનિએ એવું દર્શાવવાનો અને એવું ઠસાવવાનો પ્રયત્ન કર્યો કે–' જેમ આ બધી દેડકીઓને મેં મારી નથી, તેમ જે દેડકીને મેં માર્યાનું તું કહે છે, તે દેડકીને પણ મેં મારી નથી! એટલે કે–તેં મને જે આ દેડકીની વિરાધના કર્યાનું કહ્યું, તે તારૂં કહેવું ખોટું છે! અથવા તો, હું વિરાધક નથી, પણ તું જુઠ્ઠાબોલો છે.'

## માનથી આવ્યો ક્રોધ અને સાથે આવી માયા :

આ શું સૂચવે છે? માનનું જોર; અને માનથી ઉત્પન્ન થયેલા ક્રોધનું જોર! કોઈ પણ જીવની વિરાધના થઈ જવા પામે નહિ, એની એમને કાળજી તો હતી જ. એટલા જ માટે, એ, પોતાની ચક્ષુના પ્રસારને યુગપ્રમાણ સ્થાપીને ચાલતા હતા. આમ છતા પણ વિરાધના થઈ જવા પામી, તો ક્ષુલ્લક સાધુએ કહ્યું. વિરાધના થવા પામે નહિ–એની કાળજી હતી, એટલે ક્ષુલ્લક સાધુએ જ્યારે વિરાધના કર્યાનું કહ્યું, ત્યારે ઊલટો આનન્દ થવો જોઈતો હતો ને? પણ, એ વખતે માનશત્રુએ જોર કર્યું. એણે કહ્યું કે–'આજ કાલનો અને આટલી નાની ઉમ્મરનો સાધુ તને એમ કહી જાય કે–તમે આ દેડકીને વિરાધી? અને પાછો એમ પણ

કહી જાય કે-માટે તમે બરાબર જોઈને ચાલો? શું તું બરાબર જોઈને ચાલતો નથી?' માનશત્રુએ તપસ્વી મુનિને આવી સલાહ આપી અને ભવિતવ્યતાવશ માનશત્રુની આ સલાહ એ તપસ્વી મુનિને ગમી પણ ગઈ! રૂચી ગઈ! જ્યાં માનશત્રુની સલાહ રૂચી ગઈ, એટલે, ક્રોધશત્રુ બેઠો થઇ ગયો અને એ તપસ્વી મુનિની સહાયે આવ્યો. એની સાથે માયા પણ મદદમાં આવી ગઈ. એટલે એ તપસ્વી મુનિએ ક્ષુલ્લક સાધુને દબડાવ્યા અને દબડાવવાને માટે, માયાવી વચનો ઉચ્ચાર્યાં. કર્મને વશવર્તી જીવોને માટે, અધઃપતન, એ કેટલું બધું સુલભ છે, એને જાણવાને માટે આ પણ એક નમુનો છે ને? જરાક ચૂકયા કે ખલાસ!

## આલોચના માટે વિરાધના યાદ કરાવી :

પોતાના કહેવાથી તપસ્વી મુનિને ગુસ્સામાં આવી ગયેલા જોઇને, એ ક્ષુલ્લક સાધુએ ધાર્યું કે-'હાલ આ વાતથી સર્યું. આ મુનિરાજ પોતે જ સાંજે ગુરૂની સમક્ષ આ વિરાધનાની આલોચના કરી લેશે!'

આ પછીથી, તેઓ બન્ને, જે કાર્ય નિમિત્તે બહાર ગયા હતા, તે કાર્યને પતાવીને, પોતાના આશ્રમે પાછા ફર્યા, એટલે કે-જે સ્થાને તેઓએ સ્થિરતા કરી હતી, તે સ્થાને પાછા પધાર્યા.

દિવસ પસાર થઇ ગયો અને સન્ધ્યા-સમય આવી લાગ્યો. સૌએ આવશ્યક આદર્યું. એમાં, દૈવસિક આલોચના કરવાનો અવસર આવી લાગ્યો. એ વખતે, અન્ય

મુનિજનોની જેમ, એ તપસ્વી મુનિજને પણ ગુરૂની સમક્ષ દૈવસિક આલોચના કરી અને બેસી ગયા; પરન્તુ પોતાની એ આલોચનામાં, એ તપસ્વી મુનિજને, સવારે થયેલી દેડકીની વિરાધનાની આલોચના કરી નહિ.

આથી, પેલા ક્ષુલ્લક મુનિજનને એમ થઈ ગયું કે—'આ તપસ્વી મુનિરાજ દેડકીની વિરાધનાની આલોચના કરવાનું વિસરી જાય, એ ઠીક નહિ. મારે તેમને એ વિરાધના યાદ કરાવવી જોઈએ.' આવો વિચાર કરીને, એ ક્ષુલ્લક મુનિએ, સવારે થયેલી દેડકીની વિરાધનાનો વૃત્તાન્ત, એ તપસ્વી મુનિજનને કહ્યો.

<u>તીવ્ર ક્રોધના આવેશમાં તાડન કરવા દોડતાં મરણ:</u>

તપસ્વી મુનિજન, એ ક્ષુલ્લક સાધુના એ કથનને સહી શક્યા નહિ. એમને જાણે કે—એમ થઇ ગયું કે—'આ ક્ષુલ્લકે મારૂં ઘોર અપમાન કરી નાંખ્યું! ગુરૂ મહારાજની સમક્ષ અને આટલા બધા મુનિઓની સમક્ષ, આ મુનિએ મને હલકો પાડી નાંખ્યો. આ બધાને એમ લાગે કે—હું જીવવિરાધનાની કાળજી રાખ્યા વિના ઉપયોગ—શૂન્યપણે વિચરૂ છું અને થઇ ગયેલી જીવવિરાધનાની આલોચના પણ હું કરતો નથી, એવું આ ક્ષુલ્લકે કર્યું!'

ક્ષુલ્લક મુનિએ દેડકાની વિરાધનાનો વ્યતિકર કહેતાંની સાથે જ, કઠોર એવો વિકૃષ્ટ એટલે કે અઠ્ઠમથી ઉપરનો જે તપ, તેને આચરવાથી શરીર સંતપ્ત થઈ ગયેલું હતું તેથી અને તેવા પ્રકારના તીવ્ર ક્રોધનું ઉત્પન્ન થવું એ

બ્રાહ્મણ-જન્મમાં સુલભ હોવાના કારણે, એ તપસ્વી મુનિ ખૂબ જ ગુસ્સામાં આવી ગયા.

તીવ્ર ક્રોધ ઉત્પન્ન થઈ જવાના કારણે, તેમનો જે વિવેક, તે નાશ પામી ગયો; અને એથી, તેઓ, એ ક્ષુલ્લક સાધુને તાડન કરવાને નિમિત્તે, ઘણા વેગથી એકદમ દોડ્યા. આમ દોડતા એવા તે તપસ્વી, ક્ષુલ્લક સાધુની પાસે પહોંચે અને ક્ષુલ્લક સાધુને તાડન કરે, તે પહેલાં તો વચ્ચે આવતા એક નિષ્ઠુર સ્થંભની સાથે અથડાયા. અને તેમાં પણ તેમનું માથું જ એ સ્થંભની સાથે અથડાયું.

સ્થંભ પોચો નહિ હતો અને આ પૂરા વેગમાં હતા. એટલે એ સ્થંભની સાથે જેવું આમનું માથું ભટકાયું, તેની સાથે જ તેમના મર્મપ્રદેશમાં ઘા પડી ગયો; અને એથી, એ મુનિ એ જ વખતે ત્યાં ને ત્યાં કાળધર્મ પામી ગયા.

ક્ષુલ્લક મુનિને તાડન કરવાના તેવા પ્રકારના કલુષ અભિપ્રાયથી પોતાના શ્રમણપણાની જેમણે વિરાધના કરી, એવા તે સાધુ, કાળધર્મને પામીને, જ્યોતિષ્ક દેવલોકમાં ઉત્પન્ન થયા.

### માનમાંથી ક્રોધ જન્મે :

આ તે જ ગોભદ્ર છે ને, કે જેણે વિદ્યાસિદ્ધના અને ચન્દ્રલેખાના રોષાવેશને શમાવી દીધો હતો ? વિદ્યાસિદ્ધના અને ચન્દ્રલેખાના રોષાવેશને શમાવવાને માટે, ગોભદ્રે કેવાં કેવાં વચનો કહ્યાં હતાં ? ક્રોધાવેશને અગ્નિની સાથે સરખાવ્યો હતો ને ? અગ્નિ જેમ જ્યાં ઉત્પન્ન થાય છે, ત્યાં પહેલો

બાળે છે અને વધતે વધતે તે બીજાઓને બાળીને બાળનારા પણ બનાવે છે; તેમ ક્રોધ પણ એવો છે કે–એ જેનામાં પ્રગટે છે, તેને એ પહેલો બાળે છે અને તક મળતાં એ ક્રોધ બીજાઓને પણ બાળીને બીજાઓને બાળનારા બનાવે છે. એ વગેરે જે વાત થઈ હતી, તે યાદ છે ને? ગોભદ્ર શ્રી જૈન દર્શનને નહિ પામેલો અને ગૃહસ્થ હતો. તે છતાં પણ તેનામા તે સમયે આવો ભાવ હતો. તો પછી, જ્યારે એ શ્રી જૈન દર્શનને પામ્યો, શ્રી જૈન દર્શનના સાધુપણાને પામ્યો, સમ્યક્ શાસ્ત્રોનો અભ્યાસી બન્યો, ત્યારે તો એ શાન્તભાવના સાગર સમો બની જવો જોઈએ ને? એણે જે રીતિએ સાધુપણાનું પાલન કર્યું, એ જોતાં પણ, એ જીવની આરાધના અત્યન્ત પ્રમોદ ઉપજાવ્યા વિના રહે નહિ. આવા પણ જીવને, કષાયે કેટલો બધો નીચે પટકી દીધો? ક્રોધમાં એણે વિવેકને તો ગુમાવ્યો, પણ ચારિત્રને ય વિરાધ્યું. અહીં એ વિચાર કરવા જેવો છે કે–એના જેવામાં આવો તીવ્ર કષાય પેદા શી રીતિએ થઇ ગયો? એનું પ્રધાન કારણ, એનામા રહેલી માનની રૂચિ અને અપમાનની અરૂચિ લાગે છે. પ્રાયે કરીને બ્રાહ્મણોમાં માનકષાય જોરદાર હોય છે અને એ કારણે બ્રાહ્મણોમાં તેવા કોઈ માનભંગના પ્રસંગે તીવ્ર એવો પણ ક્રોધ ઉત્પન્ન થઈ જવા પામે છે. માનકષાય, એ ક્રોધકષાયને ઉદ્ભવવાનું પરમ કારણ ગણાય છે. માનનો ભાવ, અપમાનના અવસરે, ક્રોધના ભાવને પેદા કર્યો વિના રહેતો નથી. આમ છતાં પણ એવુંય બને ખરું કે–માનનો ભાવ જોરદાર હોય, તો એ માનાધીન જીવ,

અપમાનના અવસરે પણ, પોતે શાન્ત-ભાવમાંજ વર્તી રહ્યો છે એવો દેખાવ કરે. પરન્તુ એવા અવસરે એનુ અન્તર તો માન ઘવાવાને કારણે પ્રાયઃ સીદાતું જ હોય છે.

જીવનભર જેણે સન્માન પ્રાપ્ત કર્યા કર્યું હોય, તેને અપમાનના અવસરે ક્રોધથી બચવું મુશ્કેલ છે

અત્રે વર્ણવાએલા ગોભદ્રના સારા ય જીવનનુ અવલોકન કરવામાં આવે, તો એ વાત બહુ જ સ્પષ્ટપણે જણાઈ આવે તેમ છે કે-ગોભદ્ર અત્યન્ત ગરીબ હોવા છતા પણ, એનામાં રહેલા ગુણો આદિના પ્રતાપે, એ જ્યાં ને ત્યાં સન્માન જ પામ્યો છે, પરન્તુ ક્યાંય એ અપમાન પામ્યો નથી. પોતાની બુદ્ધિથી, પોતાના વિનયથી અને પોતાની પરકાર્યકરણની રસિકતાથી, ગોભદ્રે કૌશિક નામના એ સન્નિવેશના સઘળા ય લોકોને સંતુષ્ટ કરી દીધા હતા, એટલે સૌ કોઈ એનો આદર કરતું હતું. તે પછીથી, વિદ્યાસિદ્ધ જેવા સમર્થ માણસે પણ, ગોભદ્રનો કમ આદર કર્યો નહોતો. ચન્દ્રલેખા જોગિણીએ તો ગોભદ્રની પ્રશંસા મુક્તકંઠે કરી હતી. આમ, ગોભદ્રનો માનકષાય એટલો બધો તોષાયે જતો હતો કે-એ માનને પોતાનાથી નિષ્પન્ન થતા રૌદ્ર સ્વરૂપને પ્રગટાવવાની આવશ્યકતા જ પેદા થવા પામી નહોતી. ત્યારબાદ, ગોભદ્રે પ્રવ્રજ્યા અંગીકાર કરી પ્રવ્રજ્યાને સ્વીકારીને પણ, ગોભદ્રે, શ્રમણધર્મનું નિરતિચારપણે પાલન કરવા ઉપરાન્ત પરીષહસહન, વિનય-વૈયાવચ્ચ, ભાવનાભાવિતપણું, અધ્યયન, ચિન્તન અને તપશ્ચરણ એટલી બધી સારી રીતિએ કરવા

માંડ્યું, કે જેથી તે સૌ કોઈની પ્રશંસાને જ પામે. આવી ઉત્તમ કોટિની એની આરાધનાને જોઈને, અન્ય મુનિવરો આદિ, અનુમોદના કર્યા વિના અને પોતાના અનુમોદનાના ભાવને પ્રગટ કર્યા વિના પણ રહે નહિ. આવા સંયોગોમાં, માણસને પોતાને પોતામાં રહેલા માનકષાયનો બહુ ખ્યાલ ન આવે, તો એ પણ બનવાજોગ જ છે. અંદર બેઠેલા માન કષાયનો, મોટે ભાગે, અપમાનના પ્રસંગે ખ્યાલ આવી શકે છે. અપમાન થાય કે અપમાન જેવું લાગે, ત્યારે એ માનકષાય પોતાના પરમ મિત્ર ક્રોધને તરત જ આગળ કરે છે. એ વખતે; ક્રોધ ઉપર કાબૂ રાખે અને માનકષાયને પણ નિષ્ફળ બનાવે—એવા વિવેકી જનો હોય છે; અથવા તો, ઉત્પન્ન થવા પામેલા ક્રોધને, માનવશ, અંદર ને અંદર દાબી રાખનારા જનો પણ આ દુનિયામા હોય છે; પરન્તુ જીવનભર જેણે સૌ તરફથી સન્માન જ પ્રાપ્ત કર્યા કર્યું હોય અને કદી પણ કોઈ મોટા તરફથી ય અપમાનને સહવાનો જેને પ્રસંગ પ્રાપ્ત થયો હોય નહિ, તેને માટે સામાન્ય પ્રકારનું પણ અપમાન, ઘણા મોટા પણ ક્રોધનું કારણ બને, તો એ ઘણું જ સુશક્ય ગણાય.

## નાની પણ વાત આમ મોટી બની ગઈ:

તપસ્વી મુનિવર બનેલા ગોભદ્રને માટે, આવું જ બની ગયેલુ લાગે છે. વિરાધના થઈ જવા પામે નહિ, એની પૂરીપૂરી કાળજી હોવા છતાં પણ, દૈવ યોગે દેડકીની વિરાધના થઇ જવા પામી. ભવિતવ્યતાના વશે, એ વખતે,

એમની સાથે બાલવયસ્ક મુનિ હતા. એમણે એ વિરાધનાને જોઈને, એ તપસ્વી મુનિને કહ્યું શું? 'આપે આ દેડકીની વિરાધના કરી, માટે બરાબર જોઈને ચાલો!' એક તો ભૂલ બતાવનાર કોણ? ક્ષુલ્લક મુનિ! અને ભૂલને બતાવતાં પણ કહ્યું કેવું? એમણે દેડકીની વિરાધના કરી નહોતી, પરન્તુ દેડકીની વિરાધના થઈ જવા પામી હતી તેમ જ એ સારી રીતિએ જોઈને પણ ચાલતા હતા; છતાં, ક્ષુલ્લક મુનિએ 'દેડકીની વિરાધના તમે કરી'–એમ કહ્યું અને 'બરાબર જોઈને ચાલવાનું' કહ્યું! વાત ઘણી નાની છે, પણ બનવાકાળ તે વાત ઘણી મોટી બની ગઈ. એ વખતે જો તપસ્વી મુનિરાજને એટલો જ ખ્યાલ આવે કે–'આવું કહેનાર ક્ષુલ્લક છે, એટલે એ આવી રીતિએ બોલે એમાં જરા પણ અપમાન લગાડવા જેવું નથી.' તો તો વાંધો આવે નહિ; અને તપસ્વી મુનિ જો એવો વિચાર કરે કે–'જોઈને ચાલવા છતાં પણ, મારા પગથી દેડકી ચગદાઈને મરી ગઈ, આવું જ્યારે આ ક્ષુલ્લક મુનિએ જોયુ, ત્યારે આ ક્ષુલ્લક મુનિએ મને આવું કહ્યું છે ને?'–તો પણ તેમને ગુસ્સો આવે નહિ; પરન્તુ એવો કોઈ વિચાર તેમને આવ્યો નહિ અને ગુસ્સો આવી ગયો.

સ૦ પ્રતિક્રમણ વેળા આલોચના પણ કરી નહિ.

પછી તો, એ વાત થઈ ગઈ ને કે–'હું જો આલોચના કરૂં, તો આ ક્ષુલ્લક મુનિ સાચો ઠરે!?' જે વખતે વિરાધના થઈ, તે વખતે જ 'આનેય મેં મારી ને તેનેય મેં મારી?'–એવા પ્રકારનું પૂછીને, ક્ષુલ્લક મુનિને ખોટા-

ઠરાવ્યા હતા. ક્ષુલ્લક મુનિ આ વાતના મર્મને સમજી શક્યા નહિ અને સાયંકાળે આવશ્યક કરતાં જ્યારે તપસ્વી મુનિએ આ વિરાધનાની આલોચના કરી નહિ, ત્યારે ક્ષુલ્લક મુનિએ એમ માન્યું કે–' આ તપસ્વી મહાત્મા દેડકીની વિરાધનાની આલોચના કરવાનું ભૂલી ગયા છે.' અને એથી, તેમને એ વિરાધનાને યાદ કરાવવાનો વિચાર આવ્યો. એ ક્ષુલ્લક મુનિએ વિરાધનાની યાદ આપી, ત્યારે અહીં એમ થઈ ગયું કે–' આટલા બધાની વચ્ચે આણે મારી હીણપત કરી નાંખી!' આમ, નાની પણ વાત ઘણી મોટી બની જવા પામી ને?

## કષાય સત્તામાં હોય ત્યાં સુધી ઉદયમાં હોય:

આ ઉપરથી, જીવે, કષાયના આક્રમણથી કેટલા બધા સાવધ બન્યા રહેવા જેવું છે, એ સમજાય છે ને? ઉદયને પામેલા કષાયને શમાવવાની વાત તો પછીની છે; પણ કષાય જોર કરી જાય નહિ અને કષાય ભાન ભૂલાવી દે નહિ, એ માટે તો જીવે સદા સાવધ રહેવું જોઇએ. જ્યાં સુધી કષાય સત્તામાં છે, ત્યાં સુધી કષાયનો ઉદય તો ચાલુ રહેવાનો જ છે. માત્ર ઉપશમ–શ્રેણિ દરમ્યાનમાં એવો અવસર આવી જાય કે–કષાયનાં દળિયાં, સત્તામાં હોવા છતાં પણ, ઉદયમાં ન હોય. આવો ઉદયાભાવ અન્તર્મુહૂર્ત્ત પર્યન્ત જ ટકી શકે છે અને તે પછી નિયમા કષાયનાં દળિયાંનો ઉદય થઈ જાય છે; અને એથી જ, ઉપશમ શ્રેણિવાળો જીવ અગિયારમા ગુણસ્થાનકેથી આગળ વધી શકતો નથી, પરન્તુ પાછો પટકાઇ જાય છે.

સ૦ ક્ષપક શ્રેણિવાળાને શું બને છે?

દસમા ગુણસ્થાનકને અન્તે—એ જીવને કષાયનાં દળિયાં સત્તામાં પણ નથી રહેતાં એથી, એ જીવ દશમાને અન્તે સત્તા અને ઉદય એ બન્ને ય પ્રકારોથી કષાયથી સર્વથા મુક્ત બનતાં, સીધો જ બારમા ગુણસ્થાનકે પહોંચી જાય છે.

એટલે, સામાન્ય રીતિએ તો એમ જ કહેવાય કે—જ્યાં સુધી કષાય સત્તામાં હોય, ત્યાં સુધી કષાય ઉદયમાં પણ હોય. આમ, કષાયનો ઉદય ચાલુ રહ્યા કરે અને જીવે કષાયના ઉદયને આધીન બન્યા વિના મુક્તિમાર્ગની આરાધના ચાલુ રાખ્યા કરવી પડે. આવી રીતિએ આરાધના કરવાની છે, માટે કષાય જોર કરી જાય નહિ અને ગમે તેવા નાના કે મોટા અવસરે પણ કષાયને આધીન બની જવાય નહિ, એની જીવે પૂરેપૂરી તકેદારી રાખવાની છે. ખ્યાલ રાખવો જોઈએ કે—જીવ જરાક ચૂકે, એટલે કષાય તો ગળચી પકડીને પટકી દેવાને માટે તૈયાર જ બેઠેલો છે.

સાવધગીરી ગઈ એટલે ખલાસ!

તમે જોયું ને કે—તપસ્વી મુનિવરમાં જરાક અસાવધગીરી આવી ગઈ અને કષાયને જોર કરવાની તક મળી ગઇ, એટલે કષાયે એમને પાયમાલ કરી નાંખવામાં જરા પણ ઉણપ રહેવા દીધી નહિ! કષાયના જોરમાં 'હું કોણ છું, મારે શું કરવું જોઈએ અને અત્યારે હું આ શું કરી રહ્યો છું'—એનો ખ્યાલ સરખો પણ આવી શક્યો નહિ. એવો ખ્યાલ આવે, તો તો એ મુનિવર ઝટ દઈને કષા-

યને થપ્પડ મારીને રોતો જ બેસાડી દે ને? પણ, આ તો કષાયના પૂરમાં જ તણાયા. સવારે ક્ષુલ્લક મુનિને દબડાવીને દાબી દીધા અને પોતે વિરાધના કરી જ ન હોય અથવા તો પોતાથી વિરાધના થઈ જ ન હોય–એવો દેખાવ કરી દીધો; પણ તે પછી ય, એ તપસ્વી મુનિને પોતાના આ પતનનો ખ્યાલ આવ્યો નહિ; અને એથી, એ માટે એમના દિલમાં જે પરિતાપ પેદા થયો જોઈએ, તે પરિતાપ પેદા થવા પામ્યો નહિ. એથી, એવી કલ્પનાને અવકાશ મળે છે કે–એ તપસ્વી મુનિનો એ આખો ય દિવસ માત્ર કષાયની આધીનતામાં જ પસાર થયો અને સાયંકાળે જ્યારે તેઓ આવશ્યક કરવાને બેઠા, ત્યારે પણ, એ કષાયને આધીન અવસ્થાના જ ભોગ બનેલા હતા. આથી જ, એ તપસ્વી મુનિએ દેડકીની વિરાધનાની આલોચના કરી નહિ અને ક્ષુલ્લક મુનિએ વિરાધનાની જેવી તેમને યાદ આપી, તેની સાથે તો એ તપસ્વી મુનિ એટલા બધા ગુસ્સામાં આવી ગયા કે–'માર, માર'–એમ એમના મનમાં થઈ ગયુ. આમ તીવ્ર ક્રોધ ઉત્પન્ન થઈ જવાના પરિણામે, એમનો વિવેક નાશ પામી ગયો.

## શરીરનું સંતપ્તપણું :

આ પ્રકારના તીવ્ર ક્રોધને ઉત્પન્ન થઈ જવામાં, શું કારણ હતું? એમાં બે કારણો હતાં: એક કારણ એ હતું કે–નિષ્ઠુર એવો જે વિકૃષ્ટ તપ, એના આચરણથી એમનું શરીર સંતપ્ત થઈ ગયેલું હતું; અને બીજું કારણ

એ હતું કે-બ્રાહ્મણજન્મમાં તેવા પ્રકારનો તીવ્ર ક્રોધ ઉત્પન્ન થઈ જવો, એ સુલભ હતું. બ્રાહ્મણમાં ક્રોધ ઉત્પન્ન થઈ જવો, એ સુલભ કેમ? મોટે ભાગે બ્રાહ્મણમાં જાતિમદ હોય છે અને તેઓ પોતાને પ્રાયઃ સર્વના ગુરૂપદે માનનારા હોય છે. માનમાં જેઓ બહુ તણાતા હોય, તેમને તીવ્ર ક્રોધને આધીન બનવું, એ સુલભ ગણાય. આ વાત તો આપણે વિચારી આવ્યા છીએ શરીરનું સંતપ્તપણું, એ પણ તીવ્ર ક્રોધને ઉત્પન્ન થવાનુ મોટું કારણ છે. આનો તમારે ખરેખરો ખ્યાલ મેળવવો હોય, તો તમે એ અવસ્થાને યાદ કરો કે-તાવ જ્યારે જોરમાં હોય છે, તે વખતે જો કાંઇક પ્રતિકૂળતા આવી પડે છે, તો કેવો ગુસ્સો આવી જાય છે? માણસ તાપમાં થાકયો-પાકયો આવ્યો હોય, ત્યારે પણ સામાન્ય નિમિત્તેય તીવ્ર ક્રોધ આવી જવા પામે, એવું પણ બને છે ને? આ વાત ઉપરથી જે ધડો લેવા જેવો છે, તે એ છે કે-શરીર જ્યારે સંતપ્ત હોય, ત્યારે કષાય જોર કરી જાય નહિ, એની જીવે વિશેષે કરીને કાળજી રાખવી જોઈએ.

## તપસ્વી જનોએ સુસ્વસ્થ બન્યા રહેવાની ખાસ કાળજી રાખવી જોઇએ:

ગોભદ્રના મુનિજીવનના આ પ્રસંગમાંથી, તપસ્વી મુનિઓએ અને તપસ્વી ગૃહસ્થોએ, ખાસ બોધપાઠ લેવા જેવો છે. તપ, એ કાંઈ કષાયનુ કારણ નથી. તપ તો નિર્જરાનું ખાસ કારણ છે. એટલે, આમાં દોષ તપનો નથી,

પરન્તુ તપના કારણે ઉદ્ભવેલું શરીરનું સંતપ્તપણું, એને લઈને પણ તીવ્ર ક્રોધને ઉત્પન્ન થવામાં સુલભતા થઈ ગઈ. શરીર ચાહે તેટલું સંતપ્ત થઈ ગયેલું હોય, પણ એ વખતે માણસ જો સુસ્વસ્થ હોય, આત્મા જો સુસ્વસ્થ હોય, તો ક્રોધને ઉત્પન્ન કરે તેવું મોટું પણ નિમિત્ત નિષ્ફળ નીવડે; એટલું જ નહિ, પણ એ નિમિત્ત દ્વારા વિશેષ પ્રકારે નિર્જરાને સાધનારા પણ બની શકાય. શ્રી ખંધક મુનિવર શરીરે ઓછા ક્ષીણ થઇ ગયા નહિ હતા; છતાં પણ, એ મુનિવરે, જીવતાં ચામડી ઉતારવાને આવનારા ઉપર પણ, ક્રોધને આવવા દીધો નહિ! અને આવેલા એ ઉપસર્ગને સમભાવે સહતે સહતે એ એવા શુદ્ધ ધ્યાનારૂઢ બન્યા કે–ત્યાં જ ક્ષપકશ્રેણિ, ત્યાં જ કેવળજ્ઞાન અને ત્યાં જ મુક્તિ. ક્રોધને પેદા થવાનું આ જેવું–તેવું નિમિત્ત નહિ હતું, પણ સ્વસ્થ આત્મા ક્રોધને આવવા દે તો ને? આથી, તપસ્વી જનોએ, પોતાનો ક્રોધ કોઈ પણ કારણે જોર કરી જવા પામે નહિ, એની ખાસ કાળજી રાખવી જોઈએ. ક્રોધને આધીન બની જનારા તપસ્વિઓ, પોતાના મોટા પણ તપના ફળને હારી જાય છે. ક્રોધ રૂપી અગ્નિ, ઘણા કાળ સુધી ઘણું ઘણું સહન કરીને મેળવેલા ફળનો પણ, ક્ષણ માત્રમાં નાશ કરી નાંખી શકે છે. ગોભદ્રના આત્માએ, જીવનભરની કમાણીને, ક્ષણ માત્રમાં ધૂળધાણી કરી નાંખી ને?

## પ્રશમની આવશ્યકતા અને મહત્તા :

ગોભદ્રના જીવનનો ઉપસંહાર કરતાં, આ ચરિત્રકાર

મહાત્માને પણ, આ વાત કહેવાનો ઉન્માદ થઈ ગયો છે. ચરિત્રકાર મહાત્માશ્રી ફરમાવે છે કે–‘ ક્રોધથી દૂષિત એવો જે જન, એની આવા પ્રકારની વિટમ્બના થાય છે. કારણ કે–છટ્ઠ, અટ્ઠમ આદિ દુષ્કર કોટિના તપોભેદના આચરણથી અને અટ્ઠમથી ઉપરના વિકૃષ્ટ એવા તપના આચરણથી ઉત્પન્ન થયેલા, ગુરૂ–બાળ–નૂતન દીક્ષિત–ગ્લાન અને પંડિત એવા મુનિવરોના વિનયથી ઉપાર્જેલા અને મુનિજનોને માટેની જે દશવિધ સામાચારી છે, તેના પરિપાલનથી પોષાએલા–એવા પણ શુભ પુણ્યને. તેણે ( ગોભદ્ર મુનિએ ) ક્રોધ રૂપી અગ્નિ વડે ક્ષણ માત્રમાં જ તૃણવત્ બાળી મૂક્યું !’

ગોભદ્રના જીવની થયેલી દુર્દશાને આવી રીતિએ વર્ણવીને, પ્રશમની આવશ્યકતાને અને પ્રશમની મહત્તાને વર્ણવતાં. ચરિત્રકાર પરમર્ષિ ફરમાવે છે કે–‘ આ જ કારણે, એટલે કે–વિવિધ અને ઘોર તપોના આચરણથી ઉત્પન્ન થયેલું, ગુર્વાદિકના વિનય–વૈયાવચ્ચથી ઉપાર્જેલું અને સંયમ-ક્રિયાઓથી પોષેલું શુભ પુણ્ય, ક્ષણ માત્રમા ક્રોધાગ્નિ દ્વારા તૃણની જેમ બળી જાય છે–એટલા જ માટે, પ્રશમથી રહિત એવા પુરૂષની સઘળી ય ક્રિયાઓ નિરર્થક છે અને પ્રશમરહિત પુરૂષનો ઉત્કૃષ્ટ એવો પણ જે તપ, તે કેવળ ભૂખમરો છે. પર્વતોમાં જેમ મેરૂ પર્વત પ્રધાન છે, નદીઓમાં જેમ ગંગા નદી પ્રધાન છે, પશુઓમાં જેમ પંચાનન કહેતાં સિંહ પ્રધાન છે, પક્ષિઓમાં જેમ ગરૂડ પ્રધાન છે, સર્વ ભુજંગોમાં જેમ શેષનાગ પ્રધાન છે, સાધુઓમાં જેમ ભગવાન શ્રી જિનેશ્વરદેવ પ્રધાન છે અને મણિઓમાં જેમ

ચિંતામણિ પ્રધાન છે, તેમ સમસ્ત ધર્મનો સાર, એટલે કે સર્વ ધર્મોમાં પ્રધાન ધર્મ પ્રશમ છે. આ કારણે, પ્રશમને વિષે જ પ્રયત્નશીલ બનવું જોઈએ.'

વીતરાગપણાને પામવામાં પ્રશમ પહેલો જરૂરી છે.

પ્રશમની આટલી બધી મહત્તા શાથી આંકવામાં આવી? પ્રશમના યોગે જ સત્ક્રિયાઓની સફળતા છે. પ્રશમના અભાવમાં ઉત્કૃષ્ટ એવો પણ તપ, કેવળ ભૂખમરો છે. પ્રશમનો અભાવ, એ દ્વેષનું જોર સૂચવે છે; અને દ્વેષનું જોર, એ રાગનું જોર સૂચવે છે. સઘળી ય સત્ક્રિયાઓનું અને સઘળા ય તપશ્ચરણનુ પરમ લક્ષ્ય કયું છે? વીતરાગપણુ, એ જ પરમ લક્ષ્ય હોવું જોઈએ. એ વીતરાગપણું પમાયા પછીથી તો, કેવલજ્ઞાનની પ્રાપ્તિ પણ નિશ્ચિત અને મોક્ષની પ્રાપ્તિ પણ નિશ્ચિત! કોઈ પણ જીવ વીતરાગપણાને પામ્યા વિના, કેવલજ્ઞાનને પ્રગટાવી શકતો જ નથી અને વીતરાગપણું પ્રગટ્યા પછીથી કેવલજ્ઞાન પ્રગટ્યા વિના રહેતું જ નથી. આથી, જીવ માત્રે જો ખરેખર ઉદ્યમ કરવા જેવો હોય, તો તે વીતરાગપણાને પ્રગટાવવાને માટે જ ઉદ્યમ કરવા જેવો છે. હવે, વીતરાગપણાને પ્રગટાવવાને માટે પ્રશમ વિના ચાલી કેમ શકે? જેઓમાં સાચે સાચ પ્રશમ પ્રગટેલો હોય છે, તેઓના રાગ-દ્વેષ જોરદાર હોઈ શકતા જ નથી જોરદાર રાગ-દ્વેષવાળાઓ, પ્રશમપ્રધાન ઉપાસના કરી શકતા જ નથી. રાગ-દ્વેષને નબળા પાડી નાંખવાને માટે, પહેલાં તો રાગ-દ્વેષના અપ્રશસ્તપણાને કાઢી

નાંખવું પડે છે. પછી પ્રશસ્ત રાગ-દ્વેષ વીતરાગપણાની સાધનામાં ખૂબ જ સહાયક બને છે. પ્રશસ્ત રાગ-દ્વેષના સ્વામિનું લક્ષ્ય, વીતરાગપણા ઉપર કેન્દ્રિત થઈ જાય છે; અને એથી તે પ્રશમી બનીને વીતરાગપણાને પમાડનારા માર્ગની આરાધના કરે છે. જેઓનુ લક્ષ્ય પ્રશમ તરફ હોતું નથી, તેઓ ઘણી પણ ક્રિયાઓ કરે, તો પણ તેઓ તેના વાસ્તવિક કોટિના ફળને પામી શકતા નથી.

પ્રશમ ખાસ કરીને આન્તરિક જોઈએ.

પ્રશમનો સંબંધ, ક્રોધના ત્યાગની સાથે છે. ક્રોધનો ત્યાગ કરીને ક્ષમાશીલતાને અપનાવવાથી પ્રશમ પ્રગટે છે. ક્રોધનો ત્યાગ કરવાને માટે, માનનો ત્યાગ ખાસ આવશ્યક છે. માનમાંથી ક્રોધ, માયા, લોભ આદિને પ્રગટતાં વાર લાગતી નથી. માનકષાયના ઉપાસકો કેટલીક વાર પ્રશમી હોવાનો પણ ભારે દેખાવ કરનારા હોય છે. માનને ખાતર ક્રોધ ઉપર, માયા ઉપર અને લોભ ઉપર પણ કાબૂ રાખનારાઓ હોઇ શકે છે. આ રીતિએ, એટલે કે-માનની પ્રાપ્તિ તથા માનની રક્ષા આદિના આશયથી જેઓ ક્રોધનો ત્યાગ કરનારાઓ છે, તેઓ વસ્તુતઃ પ્રશમી નથી. તેઓ માનભંગ થતાં પણ માનના જોરથી પ્રશાન્ત દેખાવાનો પ્રયત્ન કરે, તો પણ મનમાં તો તેઓ ક્રોધથી ધમધમતા હોય છે. પ્રશમ તો ખાસ કરીને આન્તરિક જોઈએ. પોતાના ગમે તેવા અપરાધિનુ પણ ભૂંડું ઇચ્છવાનો કોઈ જ ભાવ અન્તઃકરણને સ્પર્શવો જોઈએ નહિ અને જીવ માત્ર પ્રત્યેની જે

હિતચિન્તા, તે પોતાનો અપરાધ કરનારા પ્રત્યે પણ બની રહેવી જોઈએ. આવો પ્રશમ, સારા અભ્યાસથી જ સાધ્ય છે; અને આ પ્રશમને ટકાવી રાખવાને માટે તથા આ પ્રશમને-વૃદ્ધિગત બનાવવાને માટે, સત્ક્રિયાઓમાં તેમ જ તપશ્ચરણમાં પ્રવૃત્ત બન્યા રહેવું, એ આવશ્યક છે. સાંસારિક સંયોગોમાં પ્રશમ આવવો મુશ્કેલ અને આવે તો પણ તે ટકવો મુશ્કેલ. આથી, પ્રશમના લક્ષ્યવાળા બનીને જેઓ સત્ક્રિયાઓમાં અને વિવિધ તપશ્ચરણમાં લાગ્યા રહે છે, તેઓ વીતરાગપણાને સહેલાઈથી સાધી શકે છે.

## તાપસ કુલપતિને ત્યાં જન્મ:

પ્રશમની આવશ્યકતા અને મહત્તા દર્શાવવા પૂર્વક, ગોભદ્રના જીવનવૃત્તાન્તનો ઉપસંહાર કરી લીધા બાદ, ચરિત્રકાર પરમર્ષિ, ફરમાવે છે કે-'अलं पसंगेणं' એટલે કે-આ પ્રસંગ વડે કરીને સર્યું. અને આમ કહીને, ચરિત્રકાર પરમર્ષિ, ગોભદ્રના જીવના આગળના વૃત્તાન્તને જણાવવો શરૂ કરે છે.

આગળ વર્ણવતાં તેઓશ્રી ફરમાવે છે કે-તે સમક નામ તપસ્વિનો જીવ, જ્યોતિષ દેવલોકને વિષે પોતાનું જેટલું આયુષ્ય હતું. તેટલા આયુષ્યને ભોગવી લઈને, ત્યાંથી ચ્યવ્યો થકો, કનકખલ નામનું જે આશ્રમસ્થાન હતું, તે આશ્રમસ્થાનમાં પાંચ સો તાપસોના અધિપતિ જે કુલપતિ હતા, તે કુલપતિની જે ગૃહિણી, તે ગૃહિણીની કુક્ષિમાં પુત્ર-પણે ઉત્પન્ન થયો અને, ઉચિત સમયે તે જન્મને પામ્યો.

સ૦ તાપસોને ગૃહિણી પણ હોય? અને તેણીની સાથે તેઓ વિષયસેવન પણ કરે?

તાપસોમાં એવા પ્રકારના તાપસો પણ હશે એમ લાગે છે, કારણ કે-આ કુલપતિ જ માત્ર ગૃહિણીવાળા છે-એવું નથી, પરન્તુ આ કુલપતિના આધિપત્ય નીચે રહેલા તાપસો પણ ગૃહિણીવાળા છે. તાપસ-જીવનની સાથે, સ્ત્રીપરિગ્રહ અને વિષયસેવન, એ વસ્તુતઃ બંધબેસતું ગણાય નહિ; પરન્તુ અત્રે જે હકીકત છે, તે આ છે. આ ઉપરથી પણ સમજી શકાય તેમ છે કે-'અજ્ઞાન, એ મહા કષ્ટ છે.' એક તરફ તાપસપણે જીવનને વ્યતીત કરવાનો ભાવ અને બીજી તરફ સ્ત્રીપરિગ્રહ તથા વિષયસેવન, એ મિથ્યાત્વ અને અજ્ઞાનનો જ વિલાસ છે.

<u>'કૌશિક'માંથી 'ચણ્ડકૌશિક'</u>

તે ક્ષમકનો જીવ, કુલપતિની ગૃહિણીની કુક્ષિમાં પુત્રપણે ઉત્પન્ન થઈને ઉચિત સમયે જન્મ્યો, એટલે 'કૌશિક' એવું તેનું નામ સ્થાપિત કરવામાં આવ્યું. આ કૌશિક, સ્વભાવથી જ ઉગ્ર એવા કોપને ધરનારો હતો. સ્વભાવથી જ ઉગ્ર કોપવાળો હોઈને, આ કૌશિક, બીજા તાપસકુમારોને, થોડા પણ અપરાધમાં કૂટી નાંખતો હતો. આ કૌશિકે જે જે તાપસકુમારોને આ કૌશિક માર મારતો હતો. તે તે તાપસકુમારો પોતપોતાના પિતાની પાસે ફરિયાદ કરતા હતા. આથી, તે તે તાપસકુમારોના પિતા તેને પૂછતા હતા કે-'કોણે તમને કૂટ્યા?' ત્યારે તાપસકુમારો

કહેતા હતા કે–' કૌશિકે. ' તાપસકુમારો કૌશિકનું નામ દેતા હતા, પરન્તુ એ આશ્રમપદમાં કૌશિક નામના તો બીજા પણ ઘણા તાપસકુમારો હતા; એટલે, આ તાડન કરનારો કૌશિક કોણ છે, એ ઝટ જાણી શકાતું નહિ. આવું બનવા પામતાં, કુલપતિના પુત્ર તાપસકુમાર કૌશિકને જ વિશેષપણે ઓળખી શકાય એ માટે, તે તાપસોએ તે કૌશિકનું " ચણ્ડકૌશિક " એવું નામ સ્થાપિત કર્યું.

મૃત્યુ સમય એ વસ્તુત ઘણો કિંમતી સમય છે:

ભવાન્તરના સંસ્કારનું આ પરિણામ છે અને હજુ તો એનું ઘણું જ ખરાબ પરિણામ આવવાનું છે છેલ્લે છેલ્લે તીવ્ર ક્રોધ ઉત્પન્ન થઈ જવા પામ્યો અને એની આધીનતાના ચાલુ આવેગમાં મૃત્યુ થઈ જવા પામ્યું. જીવનભરના સુન્દર સંસ્કારોને એણે અકિંચિત્કર બનાવી દીધા. મૃત્યુનો સમય, એ વસ્તુતઃ ઘણો જ કિંમતી સમય છે. મૃત્યુના સમયને સુધારી લેનારાઓ, શુભ પરંપરાની શ્રેણિએ ચઢી જાય છે, અને જેમનો મૃત્યુસમય બગડે છે, તેઓ અશુભ પરંપરાની શ્રેણિએ ચઢે છે. શુભ પરંપરાની શ્રેણિએ ચઢેલો જીવ, જો તેની ભવિતવ્યતા સારી હોય અને એથી તેનું કોઈ નિમિત્ત વિશેષથી પતન થઈ જવા પામે નહિ, તો તે ક્રમશઃ સુન્દર સુન્દર સામગ્રીને પામતો જાય છે, ક્રમશઃ આરાધનામાં પણ વધતો જાય છે અને એથી એ જીવ નિકટના કાળમાં પરમ પદ–મુક્તિને પામી જાય છે. અશુભ પરમ્પરાની શ્રેણિએ ચઢેલા જીવની, એથી,

ઊલટી જ દશા થઈ જવા પામે છે. એને એવી એવી સામગ્રી મળે છે, કે જેમાં એનો પાપસંસ્કાર સુદૃઢ બનતો જાય; અથવા તો, એને જે કોઈ સારી પણ સામગ્રી મળે, તે સામગ્રીથી પણ એ જીવ પોતાના પાપસંસ્કારોને પોષે; અને સુન્દર સામગ્રીનો દુરૂપયોગ કરવા દ્વારા, પોતાના આત્માને પાપથી ભારે બનાવ્યા કરે. એમાં, એની ભવિતવ્યતા સારી હોય અને એથી એને એવો કોઈ સારો યોગ મળી જાય, કે જે યોગ મળતાં એ જીવનો પાપસંસ્કાર વિલીન થઈ જવા પામે તેમ જ ધર્મસંસ્કાર સર્જાઈ જવા પામે, તો તે પૂરતી વાત જુદી છે

જેનું મરણ સુધર્યું તેનું બધું ય સુધર્યું :

જેમ-આ ચણ્ડકૌશિકના જીવને માટે બન્યુ છે! ચણ્ડકૌશિકના જીવને ભગવાન શ્રી મહાવીર પરમાત્માનો સુયોગ જો ન મળ્યો હોત અને એ સુયોગ દ્વારાએ પણ જો એનો પાપસંસ્કાર વિલીન થઇ જવા પામ્યો ન હોત, તો શું થાત? તો શું થાત-એની કલ્પના જ કરી લેવાની રહે છે. પણ, એને તો એવો સુયોગ મળી ગયો કે-એના પાપ સંસ્કારમાં આશ્ચર્યકારક પરિવર્તન આવી જવા પામ્યું. એવું પરિવર્તન આવી જવા પામ્યુ-એ સારૂં થયું; પરન્તુ, એ જીવ જ્યારે દૃષ્ટિવિષ સર્પ તરીકેના જીવનને જીવી રહ્યો હતો, ત્યારે તો તે કેવળ રૌદ્ર પરિણામોમાં જ જીવતો હતો ને? એવા રૌદ્ર પરિણામોમાં જીવતા એ જીવને જો ભગવાનનો યોગ મળ્યો ન હોત અને તે ફળ્યો

ન હોત, તો એ દૃષ્ટિવિષ સર્પ મરીને ક્યાં જાત ? દુર્ગતિમાં જ ભટકવાનું થાત ને ? કેમ કે–રૌદ્ર પરિણામોવાળા જ જીવનનો એ ધણી હતો ને ? પરન્તુ, સારી ભવિતવ્યતા આદિના યોગે, એટલા બધા પાપમય જીવનને જીવનારો એ જીવ પણ, કેવો ફાવી ગયો ? ભગવાન મળ્યા, એ બોધ-પામ્યો અને એણે પોતાના અન્તકાળને સુધારી લીધો, તો એ પુનઃ શુભ પરમ્પરાની શ્રેણિએ ચઢી ગયો. આ ઉપરથી તમને લાગે છે ને કે–જેનુ મરણ બગડ્યું, તેનું બધું ય બગડ્યું ? અને, જેનુ મરણ સુધર્યું, તેનું બધું ય સુધર્યું ?' આ સંબંધી વિશેષ વિચાર, આ ચરિત્રને અન્તે કરવો ઠીક થઈ પડશે.

વનખણ્ડમાં અત્યન્ત આસક્તિ:

ગોભદ્રનો જીવ, કે જે કુલપતિપુત્ર હતો, તેનુ નામ-કૌશિક હતું, પરન્તુ તેની વિશેષ પિછાનને માટે, તાપસોએ તેનું "ચણ્ડકૌશિક' એવું નામ સ્થાપિત કર્યું; અને તે દિવસથી આરંભીને તે 'ચણ્ડકૌશિક' એવા નામથી પ્રસિદ્ધ-થયો. આ વાતને જણાવીને, ચરિત્રકાર પરમર્ષિ ફરમાવે છે કે—આ પ્રકારે તે જીવની ચણ્ડકૌશિક તરીકેની ત્યાં ઉત્પત્તિ થઈ.

હવે, કેટલોક સમય વ્યતીત થયા બાદ, ચણ્ડકૌશિક તાપસકુમારના પિતા કુલપતિ–તાપસ મૃત્યુને પામ્યા. કુલ-પતિ–તાપસ મૃત્યુને પામતાં, બાકીના બધા તાપસોએ, તે ચણ્ડકૌશિકને કુલપતિના પદે સ્થાપિત કર્યો.

આ રીતિએ કુલપતિના પદે બેસાડાએલો એ ચણ્ડ-

કૌશિક, તે વનખણ્ડ, કે જે વનખણ્ડમાં એ બધા તાપસોનો નિવાસ હતો, તેમાં અત્યન્ત આસક્તિવાળો બની ગયો; અને એથી તે એક જ ધંધો લઇ બેઠો કે-એ વનખણ્ડમાં નવાં નવા વૃક્ષોને સીંચવાં અને પાળવાં. અપૂર્વ અપૂર્વ એવાં જે વૃક્ષો, તેને સીંચવાં અને તેનુ જતન કર્યા કરવું, એમાં જ અનવરતપણે તત્પર બન્યો થકો તે ચણ્ડકૌશિક કુલપતિ, પોતાના કાળને વ્યતીત કરવા લાગ્યો.

## તાપસોને ય ફુલ-ફલાદિ લેવાની મનાઇ·

ચણ્ડકૌશિકની, તે વનખણ્ડમાં એટલે તે ઉપવનમાં અત્યન્ત આસક્તિ થઈ જવાના પરિણામે, તે ચણ્ડકૌશિક નવાં નવાં વૃક્ષોના સીંચન અને પાલનમાં જ તત્પર બની ગયો તો ખરો, પણ એની આસક્તિએ તો એથી પણ આગળ વધીને એને એવા પ્રકારની બુદ્ધિ સુઝાડી કે-બીજા તાપસોને ફુલ અને ફળ આદિ લેતા પણ તે બલાત્કારે અટકાવવા લાગ્યો; તે ય એટલી બધી હદ સુધી કે-અન્ય તાપસજનોને એ ઉપવનમાંથી એક ફુલ પ્રાપ્ત થવું, એ પણ અશક્ય બની ગયું. જ્યારે ફુલ-ફલાદિ જ મળી શકે નહિ, ત્યારે તાપસો કરે શું? એ બધા જીવે શી રીતિએ? ફુલ-ફલાદિ, એ તો તાપસોનો જીવનાધાર! તાપસો જીવે જ ફુલ-ફલાદિના ભક્ષણથી. આમાં થતા જીવવધનો, એ લોકોને ખ્યાલ હોતો નથી.

## શ્રી જૈન શાસનનું સ્વરૂપ-દર્શન·

જીવવધના પ્રકારોનો પણ સુન્દરમાં સુન્દર અને સૂક્ષ્મમાં

સૂક્ષ્મ ખ્યાલ, એક માત્ર શ્રી જિનશાસનેજ આપેલો છે. અને જીવવધથી બચીને જીવવાના માર્ગનો સુન્દરમાં સુન્દર ખ્યાલ પણ એક માત્ર શ્રી જિનશાસને જ આપેલો છે. જીવ ક્યાં ક્યાં છે અને તે તે જીવોનો વધ કેવા કેવા પ્રકારે થાય છે–એના સાચા અને સંપૂર્ણ જ્ઞાન વિના, જીવવધથી સર્વથા બચવાને માટે, શું શું કરવું જોઈએ અને શું શું નહિ કરવું જોઈએ, એ યથાયોગ્ય રીતિએ બતાવી શકાય જ શી રીતિએ ? અને, સંપૂર્ણ જ્ઞાન વિના, એ પણ શી રીતિએ બતાવી શકાય કે–જીવવધથી સર્વથા બચતા રહીને પણ આવી આવી રીતિએ, જીવી શકાય છે? આ વિચાર પણ એવો છે કે–જો આ વિચાર સાચો ખ્યાલ જન્માવે, તો જીવને લાગે કે–'મારા પોતાના તેમ જ જીવ માત્રના કલ્યાણને માટે, સેવવા યોગ્ય તો એ જ એક માર્ગ છે, કે જે માર્ગને ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ સ્વતન્ત્રપણે પ્રરૂપેલો છે.' શ્રી જૈન શાસને બતાવેલા મોક્ષમાર્ગની સાથે, જેમ બીજા કોઈ પણ દર્શને બતાવેલો માર્ગ ઉભો રહી શકે તેમ નથી; તેમ જ, જીવના સ્વરૂપનુ વર્ણન પણ જેવું શ્રી જૈન દર્શનમાં ઉપલબ્ધ થાય છે, તેવું બીજે ક્યાંય ઉપલબ્ધ થતું નથી શ્રી જૈન દર્શનનું જીવાજીવાદિ તત્ત્વોના સ્વરૂપનું જે દર્શન, તે ય અજોડ છે; અને, શ્રી જૈન દર્શનનું મોક્ષમાર્ગનું જે દર્શન, તે ય અજોડ છે આનો સાચો ખ્યાલ તો, દર્શનશાસ્ત્રોનો નિરાગ્રહપણે અને સૂક્ષ્મ બુદ્ધિથી અભ્યાસ કરનારા લઘુકર્મી આત્માઓને જ આવી શકે.

## શ્રી જિનેશ્વરદેવની સાચી પિછાન સમજને સમ્યક્ બનાવે છે :

આજે તમે જૈન કહેવાઓ છો ખરા, પરન્તુ તમને શ્રી જિનમાર્ગનો સાચો ખ્યાલ કેટલોક છે ? શ્રી જિનમાર્ગ ઉપરની તમારી જે શ્રદ્ધા, તે ઓઘથી છે કે સમજથી છે ? સમજપૂર્વકની જે શ્રદ્ધા, એનાથી જીવને ઘણો વધારે લાભ થાય છે. સમજપૂર્વકની શ્રદ્ધાવાળો જીવ, તત્ત્વસ્વરૂપના ચિન્તનાદિ દ્વારા, ઘણી ઘણી કર્મનિર્જરાને સાધી શકે છે. સમજને પણ સમ્યક્ કોટિની બનાવવાને માટે, ભગવાન શ્રી જિનેશ્વરદેવની સાચી પિછાન આવશ્યક છે. ભગવાન-શ્રી જિનેશ્વરદેવના આત્માઓ, કેવી ભાવનાથી પોતાના અન્તઃકરણને ભાવિત બનાવીને શ્રી તીર્થંકર-નામકર્મની નિકાચના કરે છે અને તે પછીથી પણ તે આત્માઓ કેવા બન્યા પછીથી શાસનની સ્થાપના કરે છે,–એનો જીવને જો સાચો ખ્યાલ આવી જાય, તો જીવને એ તારકોનાં વચનોમાં રહેલા સત્યપણાનો એવો દૃઢ ખ્યાલ આવી જાય છે કે–એ જીવ, એ તારકોના એક પણ વચનને વિષે કે એ તારકોના કોઈ પણ વચનના અંશને વિષે પણ શંકાશીલ બનતો નથી. એ તારકોનું વચન, એને, પોતાની બુદ્ધિથી ગમ્ય બને કે ન બને, તો પણ એને એમ જ થાય છે કે–'આ વચનના સત્યપણામા લેશ માત્રેય શંકા કરવા જેવી નથી. આ વચન, મને મારી બુદ્ધિથી ગમ્ય બને નહિ–એમાં ખામી મારી બુદ્ધિની છે, પણ એમાં ખામી આ વચનના સત્યપણાની નથી. આ વચન તો સત્ય જ છે, પણ

મારી મતિની મન્દતાને કારણે અથવા તો તેવા પ્રકારના સમજાવનારનો યોગ મને મળતો નથી–એ વગેરે કારણે, મને આ વચન મારી બુદ્ધિથી ગમ્ય થતું નથી.' આવા નિઃશંકપણાને લઈને, એ જીવ, પોતાની બુદ્ધિથી ગમ્ય નહિ થતા એવા પણ શ્રી જિનવચનને, યથાર્થપણે સમજવાનો પ્રયત્ન કર્યા કરે છે; અને, એ પ્રયત્નના પરિણામે પણ, ક્રમે ક્રમે એ જીવનાં જ્ઞાનાવરણીયાદિ કર્મોનો વિશેષ વિશેષ ક્ષયોપશમ થાય છે. એને લઈને, એ જીવને, પરિણામે, એ શ્રી જિનવચન પોતાની બુદ્ધિને પણ ગમ્ય બની જાય છે.

## પતનનું અને ઉત્થાનનું લક્ષણ :

જેઓને ભગવાન શ્રી જિનેશ્વરદેવો પ્રત્યે આવા પ્રકારનો વિશ્વાસ નથી હોતો, તેઓ જ્યારે પણ કોઈ શ્રી જિનવચન તેમની બુદ્ધિને ગમ્ય થતું નથી, ત્યારે તેઓ એ શ્રી જિનવચન પ્રત્યે શંકાવાળા બની જઈને, કદાચ શ્રી જિનવચનોને વિષે અવિશ્વાસુ પણ બની જાય છે. કોઈ પણ શ્રી જિનવચન જ્યારે પોતાને બુદ્ધિગમ્ય બને નહિ, ત્યારે એ શ્રી જિનવચનની સત્યતામાં શંકા કરવાને પ્રેરાવું એ પતનનું લક્ષણ છે; અને, એ વખતે પોતાની બુદ્ધિની મન્દતા આદિ તરફ નજર કરીને, શ્રી જિનવચન અસત્ય હોય જ નહિ–એવી શ્રદ્ધાથી શ્રી જિનવચનને સમજવાનો પ્રયત્ન કર્યા કરવો, એ ઉત્થાનનું લક્ષણ છે. કોઈ પણ બનાવ બને, ત્યારે એમાં પરાયા દોષ તરફ પહેલી નજર જાય–એવા માણસો ઘણા હોય છે; જ્યારે, એ વખતે પોતાના દોષ તરફ પહેલી નજર

જાય–એવા માણસો બહુ થોડા હોય છે સામાન્ય રીતિએ પોતાના દોષને શોધવાનો પ્રયત્ન પહેલો કરવો જોઈએ; એને બદલે, ઘણા માણસો પરાયા દોષોને શોધવાનો પ્રયત્ન આરંભી દે છે. આમાં, ઉંડે ઉંડે અહંકાર, મમત્વ આદિની અસર પણ હોય છે અને પરનિન્દાના રસ આદિની અસર પણ હોય છે. આવા પ્રકારનો એ જીવોનો સ્વભાવ, તે શ્રી જિનવચન જ્યારે તેમને પોતાને બુદ્ધિગમ્ય બને નહિ, ત્યારે પણ ખરાબ અસર નીપજાવે છે.

વચનને કહેનારા કોણ?–એ વિચારવું :

પોતાની બુદ્ધિમાં તો જાણે કે–કાંઇ ઉણપ જ નથી, એવું માની લેનારાઓ, શ્રી જિનવચન જ્યારે પોતાને બુદ્ધિગમ્ય બને નહિ, ત્યારે એમાં શંકાવાળા બની જાય છે; અને, જો એ શંકા ટળતી નથી ને મજબૂત બની જાય છે, તો એ માણસો પોતાની બુદ્ધિની ઉણપ આદિ તરફ લક્ષ્ય આપ્યા વિના, એ શ્રી જિનવચનને અસત્ય માની લેવા જેટલી નીચી હદે પણ પહોંચી જાય છે. આ વખતે જો તેઓ એવો વિચાર કરે કે–'આ વચનને કહેનાર કોણ? અને તે કેવા?'–તો તો તેમને મિથ્યાત્વ રૂપી અન્ધકારના કૂપમાં પડતાં, એ વિચાર બચાવી શકે; પણ તેઓ એવો વિચાર કરે તો ને?

પુરૂષના વિશ્વાસે વચનનો વિશ્વાસ :

એક નિયમ એવો છે કે–'પુરુષવિશ્વાસે વચનવિશ્વાસઃ।' કોઇ પણ વચન વિશ્વસનીય છે કે નહિ, એનો નિર્ણય કરવાને

માટે, એ વચન કોનુ છે, એ પહેલુ જોવું જોઇએ. સારૂં પણ વચન વિશ્વસનીય ત્યારે જ ગણાય, કે જ્યારે તે વચન સારા પુરૂષનુ હોય દુર્જનનાં મીઠાં વચનો ઉપર પણ વિશ્વાસ રખાય નહિ અને સજ્જનનાં કડવાં વચનો ઉપર પણ વિશ્વાસ રખાય. સારો માણસ જો કડવું પણ કહે, તો ય તે સારાને માટે કહે; જ્યારે, ખરાબ માણસ મીઠું પણ કહે, તો ય તે ખરાબને માટે કહે ખરાબ માણસના મીઠા પણ વચન ઉપર વિશ્વાસ મૂકનારાઓ પાયમાલ થઈ જાય અને સારા માણસના કડવા પણ વચન ઉપર વિશ્વાસ મૂકનારાઓને લાભ થઈ જાય. તમે લોકો મીઠાબોલાના ઉપર વિશ્વાસ રાખો છો કે સાચાબોલાના ઉપર વિશ્વાસ રાખો છો? તમે, પહેલાં, માણસ કેવો છે-એ તરફ જુઓ છો કે એ માણસમાં કેટલી શક્તિ છે-એ તરફ જુઓ છો? પહેલાં માણસ જોવાય અને પછી શક્તિ જોવાય ને? માણસ જો ખરાબ હોય, તો તે જેમ જેમ વધારે શક્તિસંપન્ન હોય, તેમ તેમ તે વધારે નુકસાન કરનારો બને. સારૂં વચન તો દંભિનુ પણ હોઈ શકે ને? માટે કહ્યું કે-પુરૂષના વિશ્વાસે વચનનો વિશ્વાસ. જે પુરૂષ ઉપર વિશ્વાસ રખાય તેમ ન હોય, તેના વચન ઉપર પણ વિશ્વાસ રાખી શકાય નહિ અને વિશ્વસનીય પુરૂષના વચન ઉપર અવશ્ય વિશ્વાસ રાખી શકાય.

## શ્રી તીર્થંકરનામકર્મની નિકાચના શાથી થાય?

એટલે, મહાપુરૂષોએ, શ્રી જિનવચન ઉપર વિશ્વાસ રાખવાનો, તેને સાચું જ માનવાનો જે ઉપદેશ આપ્યો

છે, તે કાંઈ, આંધળિયાં કરવાનો ઉપદેશ નથી. શ્રી જિનનું વચન છે, માટે જ એ સત્ય છે—એવું માનવાનો મહાપુરૂષોએ ઉપદેશ આપ્યો છે. જે તીર્થંકરનામકર્મની નિકાચનાના પરિણામ રૂપે, ભગવાન શ્રી જિનેશ્વરદેવો ધર્મતીર્થની સ્થાપના કરનારા બને છે, તે શ્રી તીર્થંકરનામકર્મની નિકાચના, એ તારકોના આત્માઓ, કયી ભાવનાની ઉત્કટતાથી કરે છે? 'સવિ જીવ કરૂં શાસનરસી'—એ ભાવના અને એ ભાવનાની ઉત્કટતાના યોગે શ્રી તીર્થંકરનામકર્મની નિકાચના, એમ જ ને? જે કોઈ આત્માઓ આ 'સવિ જીવ કરૂં શાસનરસી' ભાવનાને એટલી બધી ઉત્કટ હદે ભાવનારા બની શકે, તે બધા જ, શ્રી તીર્થંકરનામકર્મની નિકાચના કરી શકે ને? કહો ને કે—હા! આમાં મુઝાવા જેવું શું છે?

સ૦ બધા તે કંઈ તીર્થંકરનામકર્મની નિકાચના કરી શકતા હશે?

તીર્થંકરનામકર્મની નિકાચના બધા કરી શકે નહિ—એ બરાબર છે; પરન્તુ 'સવિ જીવ કરૂં શાસનરસી' એવી જે ભાવના, તેને એટલી બધી ઉત્કટ હદે ભાવનારા જે કોઈ બની શકે, તે સર્વે અવશ્ય તીર્થંકરનામકર્મની નિકાચના કરી શકે.

સ૦ કોઇ પણ જીવને માટે આમાં પ્રતિબંધ જ નહિ?

ના. કોઈ પણ જીવને માટે આમાં પ્રતિબંધ નહિ: જે કોઈને પણ આ ઉપાયને અજમાવવાનું મન થાય, તે આ ઉપાયને ખૂશીથી અજમાવી શકે છે. અને જો તે

'સવિ જીવ કરૂં શાસનરસી' એ ભાવનામાં એટલી બધી ઉત્કટ કોટિની હદે પહોંચી શકે, તો તે અવશ્ય શ્રી તીર્થંકર-નામકર્મની નિકાચના કરી શકે છે.

## પોતે 'શાસનરસી' બન્યા વિના બીજાઓને શાસનરસી બનાવવાની ભાવના પ્રગટે નહિ:

સં૦ તો પછી, શ્રી તીર્થંકર ભગવન્તો ઘણી જ અલ્પ સંખ્યામાં થાય છે, તેનું કેમ ?

અનન્તાનન્ત કાળ વહી ગયો અને એ અપેક્ષાએ તો અનન્તા શ્રી તીર્થંકર ભગવાનો થઈ ગયા; આમ છતાં પણ, દરેક કાળે, કે જ્યારે શ્રી તીર્થંકર ભગવાન કે શ્રી તીર્થંકર ભગવાનો વિચરતા હોય છે, ત્યારે એ તારકોની સંખ્યા અતિ અલ્પ હોય છે, એ સાચું છે. હવે વિચારો કે-એનું કારણ શું ? પહેલી વાત તો એ છે કે-'સવિ જીવ કરૂં શાસનરસી' -એ ભાવનાને ભાવનારા આત્માઓની સંખ્યા જ, અન્ય આત્માઓની અપેક્ષાએ બહુ નાની હોય છે. 'સવિ જીવ કરૂં શાસનરસી'-એ ભાવના દિલમાં પ્રગટવી, એ સહેલું છે ? 'સવિ જીવ કરૂં શાસનરસી'-એ ભાવના કોના દિલમાં પ્રગટે અને ક્યારે પ્રગટે ? જે પોતે શાસનરસી ન હોય, તેના દિલમાં 'સવિ જીવ કરૂં શાસનરસી'-એ ભાવના પ્રગટે ખરી ? નહિ ને ? એટલે, જે ખરેખર શાસનરસિક હોય, તેના દિલમાં જ 'સવિ જીવ કરૂં શાસનરસી' ભાવના પ્રગટી શકે ને ? જે શાસનરસી નહિ, તે તો બધા બાતલ જ થઈ ગયા ને ? શાસનરસી આત્માઓમાં પણ, શાસનના

રસની તરતમતા હોય કે નહિ ? શાસનરસી એટલે શું ? શાસનના રસવાળા ! ભગવાન શ્રી જિનેશ્વરદેવોના શાસનમાં જેમને રસ છે અને જેવો રસ ભગવાન શ્રી જિનેશ્વરદેવોના શાસનમાં છે તેવો રસ બીજા કશામાં નથી, આવા આત્માઓને જ શાસનરસી કહેવાય ને ? પણ, શાસનરસી આત્માઓમાં પણ, આનાથી ચઢીયાતી કોટિના આત્માઓ પણ હોઈ શકે છે. કેવા ? હૈયે રસ હોય એક માત્ર ભગવાન શ્રી જિનેશ્વરદેવોના શાસનનો અને એ સિવાય ક્યાં ય લગારેય રસ હોય નહિ એવા !

શાસનનો રસ એટલે ?

શાસનનો રસ, એટલે શું–એ સમજો છો ? કલ્યાણ એક માત્ર આનાથી જ, સુખ માત્ર આનાથી જ, આવી આ શાસન માટે માન્યતા અને એથી આ શાસનને જ સેવવાની તીવ્ર અભિલાષા. વિષયમાં ય સુખ નહિ અને કષાયમાં ય સુખ નહિ; ધનમાં ય સુખ નહિ અને સ્ત્રીપરિવારાદિમાં ય સુખ નહિ; ખાવામાં ય સુખ નહિ અને પીવામાં ય સુખ નહિ; મનુષ્યગતિમાં ય સુખ નહિ અને દેવગતિમાં ય સુખ નહિ; આ બધામાં દુઃખ; આ બધામાં સુખ લાગે, એ સુખાભાસ; ખરૂં સુખ તો એક મોક્ષમાં જ ! એક મોક્ષમાં જ સાચું સુખ–એવી માન્યતા અને સાથે સાથે એવી માન્યતા પણ ખરી જ કે–મોક્ષને સાધવાનો ઉપાય તે જ, કે જે ઉપાય ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ બતાવેલો છે ! એ સિવાયના જેટલા ઉપાયો મોક્ષના ઉપાય તરીકે કહેવાતા હોય, તે બધા

ઉપાયાભાસ ! આવી દૃઢ માન્યતા અને તેની સાથે ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ બતાવેલા મોક્ષના ઉપાયને આચરવાની તીવ્ર અભિલાષા; આને કહેવાય શાસનનો રસ ! હવે વિચાર કરો કે–આવા પ્રકારનો શાસનરસ, કેટલાક આત્માઓમાં પ્રગટી શકે ? ખરેખર, વિરલ આત્માઓમાં જ શાસનનો આવો રસ પ્રગટી શકે !

શાસનના રસની સાથે પરાર્થકરણનો રસ જોઈએ :

ભગવાન શ્રી જિનેશ્વરદેવોના કાળમાં પણ, શાસનરસિક આત્માઓની જે સંખ્યા, તેના કરતાં શાસનના અરસિક, મિથ્યાદૃષ્ટિ આત્માઓની સંખ્યા ઘણી જ મોટી, એનાથી કેઇ ગુણી વધારે હોય છે ! આમ, મૂળ તો શાસનરસિક આત્માઓ જ નાની સંખ્યામાં હોય; પછી 'સવિ જીવ કરું શાસનરસી '–એવી ભાવનાવાળા કેટલાક આત્માઓ હોય ? સાચા શાસનરસિક આત્માને એમ તો જરૂર થાય કે–' બધા શાસનરસિક બને તો સારું. ' પણ ' હું સૌને શાસનરસિક બનાવી દઉં. '–એવો ઉલ્લાસ કાંઈ સર્વ શાસનરસિકોમાં થોડો જ પ્રગટી શકે છે ? એવો ઉલ્લાસ પ્રગટવામાં; શાસનના રસ ઉપરાન્ત, બીજી પણ ઘણી સામગ્રીનો યોગ જોઈએ એવો ઉલ્લાસ પ્રગટે, એવી આન્તરિક યોગ્યતા પણ જોઈએ. ' કોઈ દુઃખી ન રહે અને સૌ સુખી બને તો સારું '–આવું જેઓના મનમાં હોય, તેવા પણ બધાયના મનમાં શું એવો ઉલ્લાસ પ્રગટી શકે છે કે–' હું સૌને સુખી બનાવી દઉં ?' કદાચ સામાન્યપણે આવો વિચાર આવે,

તો પણ એમ થઈ જાય કે—' આપણું તે કાંઈ આ ગજું છે ?' અને એથી, ઉત્સાહ જન્મે નહિ. શાસનના રસવાળા અને સૌના ભલાની ભાવનાવાળા જીવોમાં પણ, ઘણા જીવો એવા હોય કે—એમને એમ જ થયા કરે કે ' આપણે આપણી આરાધનાથી ચૂકીએ નહિ તો ય બસ છે. ' તરવાના ભાવ સાથે તારવાનો ભાવ આવવો —એ સહેલું નથી; અને તારવાનો ભાવ આવ્યા પછીથી પણ, સૌને તારવાનો ભાવ આવવો—એ સહેલું નથી. એમાં, આત્માની યોગ્યતાની, સામર્થ્યની અને પરાર્થકરણથી ભાવનાની પણ ઘણી અપેક્ષા રહે છે. તારવાની ભાવનામાં, પરાર્થકરણનો રસ પ્રધાનતા ભોગવે છે; અને સુયોગ્ય આત્માઓમાં જ પરાર્થકરણનો એ રસ પ્રગટી શકે છે.

## યોગ્યતા બીજામાં નહિ :

શાસનના રસની સાથે પરાર્થકરણનો રસ પણ પેદા થઈ જવા પામે અને એથી સર્વ જીવોને શાસનના રસિક બનાવવાની ભાવના પણ પ્રગટે, તો પણ તે પછીથી ' સૌને શાસનરસિક બનાવવાની ભાવના ' ચઢતે પરિણામે રહ્યા કરે, એ સૌને માટે શક્ય નથી. જ્યારે ' સવિ જીવ કરૂ શાસનરસી ' એ ભાવના ચઢતે પરિણામે રહીને ઉત્કટ કોટિની બની જાય, ત્યારે જ શ્રી તીર્થંકરનામકર્મની નિકાચના થઈ શકે. ' સવિ જીવ કરૂ શાસનરસી '—એ ભાવના ચઢતે પરિણામે રહીને ઉત્કટ કોટિએ પહોંચી જાય, એવું તો માત્ર ભગવાન શ્રી જિનેશ્વરદેવોના આત્માઓને માટે જ બને છે. એ

ભાવના, એટલી સર્વોપરિ ઉત્કટ હદે પહોંચે—એવી યોગ્યતા, ભગવાન શ્રી જિનેશ્વરદેવોના આત્માઓ સિવાયના કોઇ પણ આત્મામાં, હોઇ શકતી નથી. ખૂદ ગણધરભગવાનના આત્માઓની પણ 'સવિ જીવ કરૂ શાસનરસી' એ ભાવના, એટલી ઉત્કટતાને પામી શકતી નથી.

સ૦ એટલે સૌ પ્રયત્ન તો કરી શકે ને? કારણ કે—આપણી ભાવના એટલી ઉત્કટ બનશે કે નહિ, તેની ખબર નથી.

જે કોઇ આત્મા આવો પ્રયત્ન કરવાના દિલવાળો બને, તે જરૂર પ્રયત્ન કરી શકે; આવો પ્રયત્ન કરવાનો કોઈને પણ નિષેધ છે એવું નથી; પરન્તુ સૌ પ્રયત્ન કરી શકે એ બને નહિ. શાસનરસિક આત્માઓ જ પ્રયત્ન કરી શકે. પોતે શાસનરસિક બન્યા વિના, બીજાને શાસનરસિક બનાવવાનો ભાવ યથાર્થ રૂપમાં પેદા થવા પામે નહિ. માટે, સૌને શાસનરસિક બનાવવાના ભાવને પેદા કરવો હોય અને તેને ઉત્કટ કોટિનો બનાવવો હોય, તો તે માટે પણ, પહેલાં અવશ્ય શાસનરસિક બનવું જોઈએ.

<u>સૌથી પહેલાં શાસનરસિક બનવું જોઇએ :</u>

શાસનનો પરમ અને અજોડ ઉપકાર જ્યાં સુધી લક્ષ્યમાં આવે નહિ, ત્યાં સુધી શાસનરસિક બનવાની અને બનાવવાની વાતો, એ પ્રાયઃ માત્ર વાતો જ રહે. આપણી વાત તો એ હતી કે—ભગવાન શ્રી જિનેશ્વરદેવોના આત્માઓ, પોતાના અન્તઃકરણને કયી ભાવનાની ઉત્કટતાથી ભાવિત બનાવવા દ્વારાએ, શ્રી તીર્થંકરનામકર્મની નિકાચના કરે

છે! 'જીવ માત્રને હું શાસનરસિક બનાવી દઉં; અને તે પણ એટલા જ માટે જીવ માત્રને હું શાસનરસિક બનાવી દઉં કે-શાસનના રસિક બન્યા વિના, કોઈ પણ જીવનું વાસ્તવિક કોટિનું પરમ કલ્યાણ થવાનુ નથી અને શાસનના રસિક બનેલા જીવોનું વાસ્તવિક કોટિનું પરમ કલ્યાણ થયા વિના રહેવાનું નથી!'-આવી ભાવનાની ઉત્કટતાના યોગે, શ્રી તીર્થંકરનામકર્મની નિકાચના થાય છે. આ વાતમાં, તમારે તો એ વિચાર કરવા જેવો છે કે-'ખરેખર, મને પોતાને એમ લાગે છે ખરૂં કે-શ્રી જિનશાસન સિવાય મારૂં વાસ્તવિક કોટિનું પરમ કલ્યાણ થવાનું નથી? અને જો એમ લાગે છે, તો એક માત્ર શ્રી જિનશાસનની આરાધનામાં જ લાગી જવાની મને તીવ્ર ઈચ્છા રહ્યા કરે છે?' તમે, તમને પોતાને આવો પ્રશ્ન પૂછો. જે લોકોના અન્તઃકરણમાં હજુ એવો ભાવ પણ પેદા થવા પામ્યો નથી કે-'શ્રી જિનશાસનની આરાધના વિના મારૂ વાસ્તવિક કોટિનું પરમ કલ્યાણ સધાય એ શકય જ નથી અને એથી મારે જ્યાં સુધી શકય હોય ત્યાં સુધી તો અવશ્ય શ્રી જિનશાસનની આરાધના કરવી જોઇએ.'-આવા જીવો, 'સવિ જીવ કરૂં શાસનરસી' વગેરેની વાતો કરતા હોય, તો તે કોરો આડંબર માત્ર છે. 'સવિ જીવ કરૂં શાસનરસી'ના નામે, ભોળા જીવોને ભરમાવવાનો એ ધંધો પણ હોઇ શકે. ધર્મવૃત્તિથી પરાઙ્મુખ અને કેવળ દુન્યવી સાધનામાં જ કલ્યાણ માની બેઠેલાઓ, જ્યારે 'સવિ જીવ કરૂં શાસનરસી'ની ભાવના હોવાની અને રાખવાની વાત કરે

છે, ત્યારે તેમની વાણીમાંથી નર્યો દમ્ભ જ નીતરી રહ્યો છે, એવું સમજુ માણસોને લાગે-એ સ્વાભાવિક છે. આથી, કલ્યાણની કામનાવાળા જીવોએ તો, સૌથી પહેલાં પોતે જ શાસનરસિક બનવાના પ્રયત્નનાં લાગી જવું જોઈએ.

## સર્વોચ્ચ કોટિના શાસનરાગની સાથે સર્વોચ્ચ કોટિનો પરોપકાર-ભાવ ભળે છે :

ભગવાન શ્રી જિનેશ્વરદેવોના આત્માઓ, પોતાના અન્તિમ ભવથી ત્રીજા ભવે, પરોપકારની ભાવનાથી તરબોળ હૈયાવાળા બની જાય છે. એ તારકોના આત્માઓને એમ થઇ જાય છે કે-'સારા ય જગતના જીવો એક માત્ર સુખના જ અભિલાષી છે, પણ દુઃખ એમનો પીછો છોડતું નથી. જગતનો એક પણ જીવ, એવો નથી કે જે સંપૂર્ણપણે સુખી હોય. જગતના સર્વ જીવો, એક યા અન્ય પ્રકારે દુઃખી જ છે. જો મારું ચાલતું હોય, તો હું આ સર્વ જીવોને સુખી બનાવી દઉં! મારું ચાલે તો સર્વ જીવોને હું, દુઃખથી સર્વથા મુક્ત બનાવી દઉં અને શાશ્વત સુખના ભોક્તા બનાવી દઉં!'

આમાંથી, એ વિચાર જન્મે છે કે-'કોઇ પણ જીવ, શ્રી જિનશાસનનો સાચો ઉપાસક બન્યા વિના, દુઃખથી સર્વથા મુક્ત બનવાની સાથે શાશ્વત સુખનો ભોક્તા બની શકે, એ શક્ય જ નથી. જે કોઈ જીવે દુઃખથી સર્વથા મુક્ત બનવું હોય અને શાશ્વત સુખના ભોક્તા બનવું હોય, તે જીવે પોતાજ અને તે પણ અવશ્ય શ્રી જિનશાસનની

ઉપાસના કરવી જોઇએ; અને, જીવ શ્રી જિનશાસનની સાચી ઉપાસના કરનારો ત્યારે જ બની શકે, કે જ્યારે તે જીવ પોતાના વિષય-કષાયના રસને પોતાને જ હાનિ કરનારો માનતો થાય; અને, એક માત્ર શ્રી જિનશાસનની જ આરાધનાના રસવાળો બની જાય.'

આની સાથે જ, એ વિચાર પણ પેદા થઈ જાય છે કે-'સંસારમાં જીવને ખરેખરી દુર્લભ જો કોઈ પણ વસ્તુ હોય, તો તે શાસનરસ જ છે. અનન્તાનન્ત કાળમાં પણ જે જીવોમાં શાસનરસ પેદા થવા પામ્યો નહિ, તે જીવો જ ચતુર્ગતિમાં ભ્રમણ કર્યા કરે છે. સુખની ઇચ્છા છતાં સુખ સાંપડ્યું નહિ અને દુઃખ સર્વથા અણગમતું છતાં દુઃખ ગયું નહિ, એનું કારણ જીવોના હૈયામાં શાસનરસ જન્મ્યો નહિ, એ જ છે. શાસનરસ પ્રગટ્યા પછીથી તો, શાસનની આરાધના સુલભ છે અને શાસનના આરાધકને મોક્ષ પણ સુલભ છે. આથી, આ જગતના જીવો ઉપર ઉપકાર કરવાનો પરમ ઉપાય તો, એ જ એક માત્ર છે કે-જગતના જીવોને શાસનરસિક બનાવી દેવા.'

આમાંથી, ક્રમે કરીને એ વિચાર જન્મે છે કે-'હું આવો જ પ્રયત્ન કરું !' કેવો ? સૌને શાસનરસિક બનાવી દેવાનો ! પણ, એવી શક્તિ જોઈએ ને ? એટલે, એ વિચારને સ્થાન મળે છે કે-

'જો હોવે મુજ શક્તિ ઈસી,
સવિ જીવ કરું શાસનરસી.'

ભાવદયાના ઘરની આ ભાવના છે. 'મારામાં શક્તિ આવી જાય, તો હું જીવ માત્રને શાસનરસિક બનાવી દઉં.' અથવા તો 'ક્યારે મારામાં એવી શક્તિ આવે કે-હું જીવ માત્રને શાસનરસિક બનાવી દઉં!'—આ ભાવનાની રમણુતા, ક્રમે કરીને એટલી ઉંચી કક્ષાએ પહોંચી જાય છે કે-એથી એ તારકોના આત્માઓને શ્રી તીર્થંકરનામકર્મની નિકાચના થઈ જાય છે. આમાં, શાસન પ્રત્યેનો રાગ જેમ સર્વોચ્ચ-કોટિનો હોય છે, તેમ પરોપકારનો ભાવ પણ સર્વોચ્ચ કોટિનો હોય છે. સર્વોચ્ચ કોટિના શાસનરાગની સાથે, સર્વોચ્ચ કોટિનો પરોપકારભાવ જ્યારે ભળે છે; ત્યારે જ શ્રી તીર્થંકરનામકર્મની નિકાચના થાય છે.

## તીર્થસ્થાપના ક્યારે કરે છે?

ભગવાન શ્રી જિનેશ્વરદેવો ધર્મતીર્થની જે સ્થાપના કરે છે, તે સ્થાપનાનું કાર્ય શ્રી તીર્થંકરનામકર્મને અંગે જ બને છે. અહીં એ વિચારવા જેવું છે કે-હૈયામાં સર્વોચ્ચ કોટિનો શાસનરાગ છે અને તેની સાથે જીવ માત્રને શાસનરસિક બનાવી દેવાનો સર્વોચ્ચ કોટિનો પરોપકારભાવ પણ છે; છતાં પણ એ તારકોના આત્માઓ ધર્મતીર્થની સ્થાપના ક્યારે કરે છે? પોતે જાતે રાગ અને દ્વેષથી સર્વથા મુક્ત એવા શ્રી વીતરાગ બન્યા વિના, એ તારકોના આત્માઓ ધર્મતીર્થની સ્થાપના કરતા નથી. વીતરાગ બન્યા પછીથી પણ સર્વજ્ઞ બન્યા વિના, એ તારકોના આત્માઓ ધર્મ-તીર્થની સ્થાપના કરતા નથી. રાગ-દ્વેષેય અંશે પણ નહિ-

અને અજ્ઞાનેય અંશે પણ નહિ. આવી સ્થિતિને પામ્યા બાદ જ, ભગવાન શ્રી જિનેશ્વરદેવો ધર્મતીર્થની સ્થાપના કરે છે.

## 'નાલાયક આત્માઓને માટે ધર્મનાં દ્વારો બંધ રખવામાં પણ ઉપકાર:

ધર્મતીર્થની સ્થાપનાનુ કારણ, શ્રી તીર્થંકરનામકર્મનો વિપાકોદય છે અને શ્રી તીર્થંકરનામકર્મની નિકાચના સર્વ જીવોને શાસનરસિક બનાવવાની ભાવનાની ઉત્કટતાથી થઈ છે; છતાં પણ, જગતના જીવોની અપેક્ષાએ તો મુઠ્ઠીભર ગણાય એટલા જ જીવો,' ભગવાને સ્થાપેલા ચતુર્વિધ શ્રીસંઘમાં હોવાનું ગણાય છે. કેમ એમ ? એટલા જ આત્માઓ શાસનરસિક બની શકે છે, એ માટે ને ? જે કોઈ શાસનરસિક બને, તે જ શ્રીસંઘમાં સ્થાન પામી શકે છે. સૌના પરમ કલ્યાણની ભાવનાના બળે શ્રી તીર્થંકરનામકર્મની નિકાચના કરનારા શ્રી વીતરાગ ભગવાન પણ, ' જે શાસનરસિક નહિ, તેને શ્રીસંઘમાં સ્થાન નહિ.' આવું કરે છે ને ? કેમ એમ ? આ વાત ધ્યાનમા લેવા જેવી છે ને ? દેશના એવી દે છે કે—લાયક જીવો શાસનરસિક બન્યા વિના રહે નહિ; પણ શ્રીસંઘમાં સ્થાન શાસનરસિક સિવાયનાને મળતું નથી. ભગવાન ધર્મને એવો ઉપદેશે છે કે—જીવ માત્રે એ જ ધર્મનુ સેવન કરવુ જોઇએ; છતાં પણ ભગવાન સૌને એ ધર્મ દેતા નથી ! અમુક અમુક લાયકાતવાળા જીવોને જ, અમુક અમુક ધર્મપ્રકારોમાં યોજવા, એમ ભગવાન ફરમાવે છે. આ રીતિએ લાયકાતનું વિધાન કરે અને

નાલાયકને ધર્મ દે નહિ, એથી શું એ તારકોની 'સવિ જીવ કરૂં શાસનરસી '—એવી જે ભાવના હતી, તે ખોટી ઠરે છે? નહિ જ. લાયકાત વગરનાને ધર્મ ફળે તો નહિ, પણ કદાચ ફુટીય નીકળે, કારણ કે—નાલાયકો ધર્મની, ધર્મનાં અંગોપાંગોની આશાતના કરીને, એવા ઘોર પાપને ઉપાર્જનારા બને કે-તેઓને કદાચ અનન્તા કાળ પર્યન્ત પણ ધર્મસામગ્રીનો યોગેય મળે નહિ; અથવા તો, જ્યારે જ્યારે ધર્મસામગ્રીનો યોગ મળી જાય, ત્યારે ત્યારે એ ધર્મસામગ્રીની આશાતનાદિ કરવાનું મન થાય. આટલા જ માટે, ભગવાન શ્રી જિનેશ્વરદેવોના શાસનમાં જે વિધાનો છે, તે વિધાનો જેમ લાયક જીવોને આરાધનામાં યોજવાને માટેનાં છે, તેમ તે વિધાનો નાલાયક જીવોને વિરાધનાથી બચાવવાને માટેનાં પણ છે. આ વિધાનોના ભાવને નહિ સમજનારાઓ જ, લાયકાતની વાતની ઉપેક્ષા કરવાનું કહીને, સૌને માટે ધર્મનાં દ્વાર ખૂલ્લાં હોવાં જોઈએ, એમ કહે. જે કોઈ લાયક હોય અગર લાયક બને, તેને માટે ધર્મનાં દ્વારો ખૂલ્લાં જ છે; પણ નાલાયકો માટે તો ધર્મનાં દ્વારોને બંધ રાખવામાં નાલાયકો ઉપર પણ વસ્તુતઃ ઉપકાર જ કરવા જેવું છે. લાયકોને ધર્મથી વંચિત રાખવામાં પાપ અને નાલાયકોને ધર્મ દેવામાં પાપ. નાલાયકોને ધર્મ દેવામાં આવે અને એ બીચારાઓ ધર્મની વિરાધના કરીને ભયંકર પાપને ઉપાર્જનારાઓ બને, એમાંથી એમને ઉગારી લેવા, એ પણ એમના ઉપરનો એક પ્રકારનો ઉપકાર જ છે.

## શ્રી જિનવચન ખોટું હોઈ શકે જ નહિ :

આ વાત પેદા થઈ કયી વાતમાંથી ? ભગવાન શ્રી જિનેશ્વરદેવોના આત્માઓ કેવી ભાવનાથી ભાવિત અન્તઃકરણવાળા બનીને શ્રી 'તીર્થંકરનામકર્મ'ની નિકાચના કરે છે અને એ તારકોના આત્માઓ કેવા બન્યા બાદ ધર્મતીર્થની સ્થાપના કરે છે, એ વાતનો જો સાચો ખ્યાલ હોય અને એ રીતિએ ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સાચી પિછાન થઈ જવા પામી હોય, તો જીવને પોતાને જ્યારે પણ કોઈ શ્રી જિનવચન બુદ્ધિગમ્ય બને નહિ, ત્યારે તેને શ્રી જિનવચનમાં શંકા પેદા થવા પામે નહિ, પણ પોતાની મતિમન્દતા આદિનો ખ્યાલ રહ્યા કરે. કોઈ પણ શ્રી જિનવચન બુદ્ધિગમ્ય થયું નહિ, એની સાથે જ એ વિચાર આવે કે-'પરોપકાર કરનારાઓમાં અજોડ અને રાગ-દ્વેષ તથા અજ્ઞાનથી સર્વથા મુક્ત એવા ભગવાન શ્રી જિનેશ્વરદેવનું વચન ખોટું હોઈ શકે જ નહિ. એટલે, એ વચન મને જે બુદ્ધિગમ્ય નથી થતું, તેમાં મારી મતિની મન્દતાનો દોષ છે.'

## જીવવધથી બચવાનો ઉપાય બતાવનાર એક જ :

ઉપરાન્ત, ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સાચી પિછાન થઈ જાય, એથી જીવને એમ પણ થઈ જાય કે-'આવા વીતરાગ અને સર્વજ્ઞ ભગવન્તોએ કહેલો માર્ગ જ સેવવાયોગ્ય હોઇ શકે ! જીવો ક્યાં ક્યાં હોઈ શકે છે અને તે જીવોના વધથી બચવાને માટે શું શું કરવું જોઈએ, તેમ

જ જીવવધથી સર્વથા બચીને જીવવું હોય તો તે કેવા પ્રકારે જીવાય, એ, સિવાય ભગવાન શ્રી જિનેશ્વરદેવો, અન્ય કોઈ જ દર્શનકારો બતાવી શકે નહિ. જીવવધથી બચવાનો અને જીવવધથી બચીને જીવવાનો સુન્દરમાં સુન્દર ખ્યાલ, એક માત્ર શ્રી જિનશાસનમાં જ હોઈ શકે. ભગવાન શ્રી જિનેશ્વરદેવોની જો સાચી પિછાન થઈ જવા પામે, તો આવો વિશ્વાસ પેદા થવા પામે ને? તાપસોને આવો કોઈ ખ્યાલ આવ્યો જ નહિ હતો, કારણ કે–તેમને ભગવાન શ્રી જિનેશ્વરદેવોના સ્વરૂપની પિછાન નહોતી થયેલી; અથવા તો, તેમને શ્રી જિનશાસનનો યોગ મળ્યો નહોતો. આથી, તેઓને ફુલ–ફળના ભક્ષણમાં થતા જીવવધનો ખ્યાલ આવે જ શી રીતિએ?

ધર્મના અર્થિપણાનો સૂચક પ્રશ્ન :

સ૦ આપે કહ્યું તેમ ભગવાનની સાચી પિછાન થઈ જાય અને એ વિસરાય નહિ, તો શ્રી જિનવચનમા શંકા પેદા થવા પામે નહિ, પરન્તુ જ્યારે જુદા જુદા આચાર્ય મહારાજ તરફથી પરસ્પર ઊલટાં એવા પણ વચનોને જિનવચનો તરીકે કહેવામાં આવે, ત્યારે કરવું શું?

આ મહાનુભાવનું કહેવું એમ છે કે–જીવને જ્યાં ભગવાન શ્રી જિનેશ્વરદેવોના સ્વરૂપની સાચી પિછાન થઈ જવા પામે અને એ પિછાન તરફ જ્યાં સુધી આંખ આડા કાન થાય નહિ, ત્યાં સુધી તો કોઈ પણ શ્રી જિનવચનમાં શંકા પેદા થવા પામે નહિ; અને કોઈ પણ શ્રી જિનવચન પોતાને બુદ્ધિગમ્ય બને નહિ તો પણ, એમાં એને વચન-

દોષ લાગે નહિ, પણ પોતાનો મતિદોષ લાગે—એ તો બરાબર છે; પરન્તુ જ્યારે કોઈ એવો સંયોગ પેદા થવા પામે કે—એક આચાર્ય મહારાજ જે વચનને શ્રી જિનવચન તરીકે ઓળખાવે, તે વચનથી ઊલટા જ પ્રકારના વચનને અન્ય આચાર્ય મહારાજ જ્યારે શ્રી જિનવચન તરીકે ઓળખાવે, ત્યારે કરવું શું ? વાત જરૂર વિચારવા જેવી છે. આવો પણ સંયોગ પેદા થવા પામે, એ શક્ય છે. ભૂતકાળમાં પણ અમુક અમુક બાબતોમાં આવા સંયોગો પેદા થવા પામ્યા હતા અને વર્ત્તમાનમાં પણ અમુક અમુક બાબતોમાં આવા સંયોગો પેદા થવા પામેલા છે, એ નિર્વિવાદ વાત છે. હવે વિચાર એ કરવાનો છે કે—શ્રી જિનવચન વિષેની પોતાની શ્રદ્ધાને ટકાવી રાખવાને માટે, શાસનરસિક જીવોએ, એવા સંયોગોમાં શું કરવું જોઈએ ? આ પ્રશ્ન, ખરેખર, ધર્મના અર્થિપણાનો અથવા તો શ્રી જિનવચન પ્રત્યેના આદરભાવનો સૂચક છે; કારણ કે—ભાવના એ છે કે—પરસ્પરવિરોધી વચનોને શ્રી જિનવચન તરીકે જ્યારે ખૂદ જુદા-જુદા આચાર્ય મહારાજ જ ઓળખાવે, ત્યારે કોના વચનને શ્રી જિનવચન માનવું અને કોના વચનને શ્રી જિનવચન માનવું નહિ ? તેમ જ, શ્રી જિનવચન પ્રત્યેના આદરભાવને એવા સંયોગોમાં ટકાવી રાખવો શી રીતિએ ?

<u>કોના વચનનો રસ છે—તે તપાસવું :</u>

આપણે પહેલાં જ એ વાત વિચારી આવ્યા છીએ

કે–કોઈ પણ વચનનું વિશ્વસનીયપણું, એ વચનને કહેનારા પુરૂષના વિશ્વસનીયપણા ઉપર નિર્ભર રહેલું છે. અહીં, પરસ્પરવિરોધી વચનોને શ્રી જિનવચન તરીકે ઓળખાવનારા જુદા જુદા જે આચાર્ય મહારાજ, તેમના વિષેના વિશ્વસનીયપણાનો વિચાર પહેલો કરવો જોઈએ. બન્ને ય. પક્ષે શાસનરસિકપણું છે કે નહિ, એ જોવું જોઈએ. વિચાર કરવો જોઇએ કે–'બધે શ્રી જિનવચનનો જ રસ છે કે પોતાના વચનનો રસ પણ છે? અમુક વચન પોતાથી બોલાઈ ગયું અગર અમુક કામ પોતાથી થઈ ગયું અગર અમુક ગરેહમાં પોતે વર્ષો પર્યન્ત ચાલ્યા; એથી જ, તે તે આચાર્ય–મહારાજ વિવાદાસ્પદ બનેલા વચનને શ્રી જિનવચન તરીકે ઓળખાવે છે કે વિવાદાસ્પદ બનેલું વચન, પોતાની બુદ્ધિમાં શ્રી જિનવચન તરીકે જ આવ્યું છે, માટે એ વચનને તે તે આચાર્યમહારાજ શ્રી જિનવચન તરીકે ઓળખાવે છે?' આ બાબતની તપાસ, તદ્દન આગ્રહરહિતપણે અને કોઈની પણ પ્રત્યેના અંગત રાગ–દ્વેષને આધીન બન્યા વિના જ કરવી જોઈએ. આ પ્રકારની તપાસ કરતાં, જો એમ જ લાગી જાય કે–અમુક આચાર્યમહારાજ અમુક પ્રકારના આગ્રહને વશ બનીને પોતાના વચનના રસને આધીન બની ગયા છે અને એથી વિવાદાસ્પદ વચનને શ્રી જિનવચન તરીકે ઓળખાવે છે, તો તો જ્યાં સુધી પોતાના એ નિર્ણયમાં ખામી લાગે નહિ, ત્યાં સુધી જે આચાર્યમહારાજ કેવળ શ્રી જિનવચનના રસથી જ વિવાદાસ્પદ વચનને શ્રી જિનવચન તરીકે ઓળખાવતા હોય, તેમને અનુસરવું જોઇએ.

સમ્યક્ત્વ જાય નહિ :

જે આચાર્યમહારાજ વિષે એવી ખાત્રી હોય કે-'ભવભીરૂ અને ગીતાર્થ એવા આ આચાર્યમહારાજ, કદી પણ, જે વચન શ્રી જિનવચન નથી, એવા વચનને શ્રી જિનવચન તરીકે ઓળખાવે જ નહિ.'-તે આચાર્યમહારાજના કહેવાને અનુસરવાથી, કદાચ શ્રી જિનવચનથી ઊલટા એવા પણ વચનને જો શ્રી જિનવચન તરીકે માની લેવામાં આવે, તો પણ તેથી સમ્યક્ત્વ ચાલ્યુ જતું નથી; કારણ કે-એ આચાર્યમહારાજે કહેલાને અનુસરવામાં, શ્રી જિનવચનનો જ રસ છે અને એ સિવાયનો કોઈ રસ નથી. આમાં, શાસનના સંબંધ સિવાયના કોઈ પણ સંબંધથી દોરવાવું જોઈએ નહિ પૂર્વે તેમની સાથે શાસનના સંબંધે જ સંબંધ હોય, પણ વર્તમાનમાં જો એમના શાસનરસમાં ખામી જણાય, તોય દોરવાવું જોઈએ નહિ. મનમાં માત્ર એક જ હોય કે-'આ આચાર્યમહારાજ શ્રી જિનવચન નહિ એવા વચનને શ્રી જિનવચન તરીકે કદી પણ ઓળખાવે જ નહિ, કેમ કે-આ ભવભીરૂ છે, શાસનના રસવાળા છે અને જ્ઞાની છે.' આવા સંયોગમાં, કદાચ, શ્રી જિનવચનથી ઊલટા એવા પણ વચનને શ્રી જિનવચન તરીકે માની લેવામાં આવે, તો પણ એથી સમ્યક્ત્વ જાય નહિ.

આદરવાળા બનવું નહિ.

હવે માનો કે-બન્ને ય પક્ષે રહેલા આચાર્યમહારાજશ્રીઓમાંથી કોઈને ય માટે એમ લાગે નહિ કે-'આમ-

નામાં આ બાબતમાં પણ શ્રી જિનવચનનો રસ નથી પણ સ્વવચનનો રસ છે.' અને ઊલટું એમ જ લાગે કે-' કોઈમાંય સ્વવચનનો રસ નથી, પણ સૌમાં શ્રી જિનવચનનો જ રસ છે '-તો એવા વખતે, અન્તિમ ઉપાય એ છે કે-तत्त्वं तु केवलिगम्यम् એમ કરીને ચાલવું. એવા વખતે પણ, કોઈ એકને સાચા કે ખોટા કહી દેવા નહિ; તેમ જ, કોઈના પણ પ્રત્યે અગર સર્વ પ્રત્યે અનાદરવાળા બનવું નહિ. મનમાં જો એમ આવી જાય કે-' આચાર્યો જેવા આચાર્યો પણ નિર્ણય કરી શકે નહિ ?' તો તરત જ વિચાર કરવો કે-' એમ પણ બને. સૌના ક્ષયોપશમ સરખા હોતા નથી. તેઓ સર્વસમ્મત નિર્ણય કરી શકે, એવા પ્રકારની સામગ્રીની ખામી હશે. નહિ તો, સૌને શ્રી જિનવચનનો જ રસ છે અને કોઈનેય સ્વવચનનો રસ નથી, છતાં તેઓ સર્વસમ્મત નિર્ણય ઉપર આવે કેમ નહિ ?' આ રીતિએ પોતાના મનનું સમાધાન કરીને, પરસ્પર-વિરોધી વચનો પૈકી કોનું વચન ખરેખર શ્રી જિનવચન હશે, એને જાણવાને માટે અધ્યયનાદિ કર્યા કરવું.

## એકમાં દયાની પ્રધાનતા ને બીજામાં દ્વેષની પ્રધાનતા

સ૦ આ બધું તો સમજાઈ ગયું, પરન્તુ અમુકમાં શ્રી જિનવચનનો જ રસ છે અથવા તો સ્વવચનનો રસ નથી જ —એવું જાણવું અતિશય કઠિન છે, કારણ કે-બધા વાત એવી જ કરે કે-પોતાને સ્વવચનનો રસ નથી, પણ શ્રી જિનવચનનો જ રસ છે.

શ્રી જિનવચનનો જ રસ છે અને સ્વવચનનો રસ

નથી; અથવા તો, સ્વવચનના રસ ખાતર જ અમુક વચનને શ્રી જિનવચન તરીકે ઓળખાવે છે; એવું જાણવું એ અતિશય કઠિન જ હોય છે, એમ માની લેવા જેવું નથી. કેટલીક વાર તો, એ જાણવું, એ ઘણું જ સુકર હોય છે. છદ્મસ્થપણાને અંગે એમા પણ ભૂલ થઈ જાય એ બને, પરન્તુ જો બરાબર સૂક્ષ્મ બુદ્ધિથી તપાસ કરી હોય, તો પ્રાયઃ એમાં ભૂલ થવા પામે નહિ. અર્થી માણસોએ પરિશ્રમ કરવો પડે. તમે જો બરાબર અંગત જેવો પરિચય કરવા માંડો, તો તમે ઝટ પારખી શકો. સ્વવચનનો રસ, એ માનના ઘરની વસ્તુ છે. માનાધીન બનીને જે સ્વવચનને શ્રી જિનવચન તરીકે સ્થાપિત કરવાને ઇચ્છતો હોય, તે માનાધીનપણાને કારણે કોઈ કોઈ વાર એવું પણ બોલી નાખે. કે જેથી તમને એના સ્વવચનના રસનો ખ્યાલ આવી જવા પામે એ જ રીતિએ, પરિચયાદિથી તમે શ્રી જિનવચનના રસનેય પારખી શકો. જ્યાં શ્રી જિનવચનનો રસ હોય, ત્યાં દયાની પ્રધાનતા હોય છે અને જ્યાં સ્વવચનનો રસ હોય, ત્યાં દ્વેષની પ્રધાનતા હોય છે. શ્રી જિનવચનના રસવાળા, પોતે માનેલા શ્રી જિનવચનની સ્થાપનાદિ માટે કડકપણે બોલે એ બને, પરન્તુ એની વાણીમાં ને એના વર્ત્તનમા સામા પ્રત્યે અહિતનો જરા પણ ભાવ હોય નહિ.

તરવાના પરિશ્રમ વિના તરાય નહિ.

વાત એ છે કે—તમારે પરિશ્રમ કરવો પડે. તમે જાણો કે—અમે તો કાંઈ જ કરીએ નહિ અને તરી જઈએ; તો

એમ તરી જવાય નહિ. આચાર્યો જ બધું સમજી લે અને તમારે તો કાંઈ સમજવાનો પ્રયત્ન કરવાનો જ નહિ, એવું જો તમારા મનમાં હોય, તો તે કાઢી નાંખો. જે પોતે પરિશ્રમશીલ બનતો નથી, તેને તો ખૂદ ભગવાન પણ તારી શકતા નથી. ભગવાન તો માર્ગ બતાવે અને કહે કે-માર્ગને અનુસરો; માર્ગને અનુસરવામાં આવતાં સંભવિત વિઘ્નોને બતાવે અને એ વિઘ્નો ઉપર કેમ વિજય પ્રાપ્ત કરવો એ બતાવે. આ સિવાય, ભગવાન કરે શું? માર્ગને અનુસરવાનું કામ તો આપણું છે ને? માર્ગને અનુસરતાં વિઘ્નો આવે, ત્યારે એ વિઘ્નોથી ડઘાઈ જવું નહિ અને એ વિઘ્નોને અકિંચિત્કર બનાવીને માર્ગને અનુસર્યા કરવું, એ કામ તો આપણું છે ને? જેને તરવું નથી હોતું, તેને ય ભગવાન તારી શકતા નથી; અને તરવાને માટે જરૂરી જે પરિશ્રમ, તે પરિશ્રમને નહિ કરનારાઓને ય ભગવાન તારી શકતા નથી. પોતાના પુરૂષાર્થ વિના પણ જીવો તરી શકે-એવું જો હોત, તો તો સંસારમાં એક પણ જીવ રહેવા પામ્યો હોત નહિ; ભગવાને બધાયને મોક્ષ ભેગા કરી જ દીધા હોત; કારણ કે-એ તારક સૌને, જીવ માત્રને, તારવાની ભાવનાવાળા હતા! એ ભાવનાના બળે તો, એ તારક, પરમ તારક બની શક્યા હતા.

## સંસારમાં જીવો કેટલા?

જીવો પોતાના પુરૂષાર્થ વિના તરી શકતા જ નથી, માટે તો અત્યાર સુધીમાં અનન્તાનન્ત કાળ વહી ગયો તો

પણ, આ સંસારમાં અનન્તાનન્ત જીવો વિદ્યમાન છે; અને આજથી અનન્તાનન્ત કાળ વહી ગયા પછીથી પણ, આ સંસારમાં અનન્તાનન્ત જીવો વિદ્યમાન રહેવાના જ છે. કાળનું નાનામાં નાનું પરિમાણ એ સમય છે. કાળ કેવડો ? અનન્તાનન્ત કાળ પહેલાં ય કાળ નહોતો, એમ ખરૂં ? નહિ ને ? અને, અનન્તાનન્ત કાળ વહી ગયા પછીથી ય કાળ નહિ હોય. એવું બનશે ખરૂં ? એ પણ નહિ જ બને ને ? આવા કાળના જેટલા સમયો, તેનાથી પણ અનન્ત-ગુણી સંખ્યામાં આ સંસારમાં જીવો છે. આ જીવો પૈકી જે જીવો ભવ્ય હોય છે અને પોતાની ભવિતવ્યતાવશ અનાદિ-નિગોદમાંથી નીકળીને જેઓ વ્યવહારરાશિમાં આવે છે, તેઓ જ્યારે તેમની ભવિતવ્યતા પાકે છે અને જ્યારે તેઓ પુરૂષાર્થશીલ બનીને શ્રી જિનવચનાનુસારે વર્તનારા બને છે, ત્યારે તેઓ ક્રમે કરીને આઠેય કર્મોનાં બન્ધનોને સર્વથા ક્ષીણ કરી નાંખનારા બનીને મોક્ષને પામે છે. એટલે, આપણે મોક્ષને પામવો છે, માટે આપણે જ પુરૂષાર્થશીલ બનવું પડશે; અને, મોક્ષપુરૂષાર્થની સાધનામાં આવતાં વિઘ્નોને વટાવી જવાં પડશે. આ વાતને લક્ષ્યમાં રાખીને, તમને તમારા મહા પુણ્યોદયે જે સામગ્રી મળી છે, તેનો તમે મોક્ષની સાધનામાં જ ઉપયોગ કરનારા બની જાવ. તમે આ લક્ષ્યમાં સુનિશ્ચિત થઈ જશો, તે પછીથી ઘણા પ્રશ્નોનો તોડ તો તમે ઘણી જ સહેલાઈથી કાઢી શકશો. સમજી ગયા ને ?

**તાપસોએ ચાલ્યા જવું :**

હવે આપણે ચણ્ડકૌશિકના વૃત્તાન્તને જોઈશું ને ?

તાપસ કુલપતિ બનેલો ચણ્ડકૌશિક, બીજા બધા તાપસજનોને તે ઉપવનમાંથી ફુલ અને ફળ આદિને ગ્રહણ કરતાં બલાત્કારે પણ અટકાવવા લાગ્યો. આ પ્રકારની ચણ્ડકૌશિકની અટકાયતે, તે તાપસજનોને મોટી મુશ્કેલીમાં મૂકી દીધા. બધા તાપસજનોને એ એક મોટો વિચાર થઈ પડ્યો કે–'હુવે આપણે કરવું શું?' કારણ કે–ફુલ અને ફળ વગેરે, એ તો એ લોકોનું આજિવિકાનું સાધન હતું. એ લોકોને જો ફુલ-ફળ આદિ મળે નહિ, તો તેમને ભૂખ્યા જ મરવું પડે. ચણ્ડકૌશિકે જ્યારે એ ઉપવનમાથી ફુલ-ફૂલ આદિ લેતાં એ લોકોને અટકાવ્યા, ત્યારે એ લોકો કરે શું? ચણ્ડકૌશિક એકલો હતો અને શેષ તાપસજનો ઘણા હતા, એટલે એ બધા જો ધારે તો ચણ્ડકૌશિકની અટકાયતને અવગણી શકે તેવું હતું; અને ચણ્ડકૌશિક જ્યારે બલાત્કારે તેમને અટકાવવાનો પ્રયત્ન કરે, ત્યારે તેને દાબી દેવા જોગી શક્તિ પણ શેષ તાપસજનોમાં હતી; પરન્તુ એ બધા તાપસજનોને એ જ એક વિચાર થઈ પડ્યો કે–'આપણાથી આ ચણ્ડકૌશિકની અવગણના થાય શી રીતિએ?' તેમણે એ વચનને યાદ કર્યું કે–'ગુરૂની પ્રત્યે જે પ્રકારનો વર્તાવ રાખવો જોઈએ. તે જ પ્રકારનો વર્તાવ ગુરૂપુત્રની પ્રત્યે પણ રાખવો જોઇએ.' આ વચનને યાદ કરીને, તે સર્વ તાપસજનોએ 'ચણ્ડકૌશિકના વચનથી પ્રતિકૂળપણે તો નહિ જ વર્તવું'–એવો નિર્ણય કરી લીધો. આવો નિર્ણય કરી લઈને, ચણ્ડકૌશિક ગુરૂપુત્ર હોવાથી, તેના વચનથી પ્રતિકૂળપણે નહિ વર્તતાં તે તાપસજનો, તે ઉપવનને

તજી દઈને, જુદી જુદી દિશાએ ચાલ્યા ગયા.

**પોતાના હિતમાં સૌનો ફાળો જોઈએ છે અને કોઈના હિતમાં પોતાનો ફાળો આપવો ગમતો નથી.**

તાપસજનો હતા અજ્ઞાન અને તેમ છતા પણ તેઓ પોતે જે ધર્મના અનુયાયી હતા, તે ધર્મનાં જે શાસ્ત્રો, તે શાસ્ત્રોનાં વચનોને વિષે તેઓ કેટલા બધા શ્રદ્ધાળુ હતા? અને, શાસ્ત્રવચનને અનુસરવાને માટે, કેટલો મોટો ત્યાગ કરવાને માટે પણ તે તાપસજનો તૈયાર હતા? તમારે આ વાત પણ વિચારવા જેવી છે અને આ વાતમાથી પણ તમારે સાર ગ્રહણ કરવા જેવો છે, એવું તમને લાગે છે ખરૂ? તે તાપસજનો પ્રત્યેનું ચણ્ડકૌશિકનુ વર્તન કેવું હતું?

સ૦ ઘણું જ ખરાબ.

એના વર્તનમાં સારાપણું અંશે પણ નહિ અને ખરાબપણું એટલું બધું કે-કોઈ પણ રીતિએ બચાવ થઇ શકે નહિ. 'હું જો આ તાપસજનોને ફુલ-ફલાદિ નહિ લેવા દઉં, તો આ તાપસજનો અને તેમના કુટુમ્બીજનો ખાશે શુ? અને, ખાધા વિના તેઓ જીવશે શી રીતિએ?' એટલો વિચાર પણ ચણ્ડકૌશિકે કર્યો નહિ ને? એક પક્ષે આટલુ બધુ ખરાબ વર્તન અને તેની જ સામે સામા પક્ષે કેવું વર્તન? મિથ્યાદૃષ્ટિ એવા પણ એ તાપસજનોએ 'ચણ્ડકૌશિકનુ વર્તન ખરાબ છે, તો આપણે પણ તેની સામે ખરાબ વર્તન કરવુ'-એવો વિચાર અને નિર્ણય કર્યો નહિ. એ લોકોએ તો એ જ વિચાર કર્યો કે-'એનું વર્તન

ગમે તેવું અને ગમે તેટલું અયોગ્ય હોય, તો પણ આપણું કર્ત્તવ્ય શું છે ?' તમે આ રીતિએ વિચાર કરો ખરા ? તમે સામાના વર્તનમાં કેવું અને કેટલું ખોટાપણું છે-એ જોઇને, તમારે એની સામે શું કરવું-એનો વિચાર કરો ? કે, એ તરફ જોયા વિના, તમે તમારૂં કર્ત્તવ્ય શું છે-એનો જ વિચાર કરો ? આજે ઘણાઓ કહે છે કે-'પિતાએ અમારી જોડે આમ આમ વર્તવું જોઈએ, માતાએ અમારી જોડે આમ આમ વર્તવું જોઈએ, ઘરના વડિલોએ અમારી જોડે આમ આમ વર્તવું જોઇએ, શિક્ષકાદિએ અમારી જોડે આમ આમ વર્તવું જોઈએ, રાજકર્મચારિઓએ અમારી જોડે આમ આમ વર્તવું જોઈએ અને નોકરો વગેરેએ પણ અમારી જોડે આમ આમ વર્તવું જોઈએ' કેટલાકો તો, આટલેથી પણ નહિ અટકતાં, છેક ધર્મગુરૂઓ સુધી પણ પહોંચી જાય છે અને કહે છે કે-'ધર્મગુરૂઓએ પણ અમારી જોડે આમ આમ વર્તવું જોઈએ.' આમ, બીજાઓના પોતાના પ્રત્યેના કર્ત્તવ્યનો વિચાર કરનારાઓ તો આજે ઘણા છે; એમાંના તમે છો કે નહિ-એનો નિર્ણય તમે કરી લેજો; પણ પોતાના કર્ત્તવ્યનો વિચાર કરનારા અને પોતાના કર્ત્તવ્યનો જ અમલ કરવા તરફ લક્ષ્યવાળા કેટલા છે? 'મારૂં એક ધર્મોપાસક તરીકે શું શું કર્ત્તવ્ય છે ?, પુત્ર તરીકે શું શું કર્ત્તવ્ય છે ?, નાના સ્વજન તરીકે શુ શું કર્ત્તવ્ય છે ?, વિદ્યાર્થી આદિ તરીકે શું શું કર્ત્તવ્ય છે ?, પ્રજાજન તરીકે શું શું કર્ત્તવ્ય છે ? અને શેઠ આદિ તરીકે શું શું કર્ત્તવ્ય છે ?'-એનો વિચાર કરનારાઓ પણ આજે તો થોડાક જ છે ને ?

પેલા તાપસજનોએ, ચણ્ડકૌશિકનું વર્તન, પોતા પ્રત્યે ઘણું જ ખરાબ હોવા છતાં પણ, પોતાના કર્ત્તવ્યનો જ વિચાર કર્યો; જ્યારે આજે ઘણાઓ તો, ધર્મગુરૂઓનું અને માતા–પિતા આદિનું વર્તન ઘણું જ સારૂં હોવા છતાં પણ, પોતાના કર્ત્તવ્યનો વિચાર કરતા નથી આજે, મોટો ભાગ, પોતાના દુન્યવી સ્વાર્થમાં એટલો બધો રચ્યો–પચ્યો થઈ ગયો છે કે–પોતે પોતાના દુન્યવી હિતમાં સૌનો ફાળો મળે એવું ઈચ્છે છે, પણ કોઈના ય હિતમાં પોતાનો ફાળો આપવો, એ એવાઓને મન અણુગમતું છે.

## શ્રદ્ધાભાવ અને આદર ખાતર પણ એટલો ત્યાગ કરવાની તૈયારી છે ?

સામાના વર્તનને ગણકાર્યા વિના જ, તાપસજનો, પોતાના કર્ત્તવ્યનો વિચાર કરનારા હતા. માટે એ તાપસજનોને પોતાના ધર્મશાસ્ત્રનુ એ વચન યાદ આવ્યુ કે– ‘જેવું વર્તન ગુરૂ પ્રત્યે રાખવું જોઈએ, તેવું જ વર્તન ગુરૂપુત્ર પ્રત્યે પણ રાખવું જોઈએ.’ માણુસાઈના ગણાતા કેટલાક ગુણો આવ્યા વિના, ધર્મશીલતા આવી શકે નહિ. પોતાના કર્ત્તવ્ય તરફ લક્ષ્ય, એ માણુસાઈનો ગુણ છે. તાપસજનોને પોતાના ધર્મશાસ્ત્રનું વચન તો યાદ આવ્યું, પણ એ વચનનો પોતાના જીવનમાં અમલ કરવામાં, તાપસજનોને કેટલી બધી મુશ્કેલી હતી ? પોતાના ધર્મશાસ્ત્રના એ વચનનો પોતાના જીવનમાં અમલ કરવો હોય, તો તેમણે એ ઉપવનને તજી જવું પડે તેમ હતું. વર્ષોથી જ્યાં

સ્થાન કરી રહ્યા હોય, એ સ્થાનને એકદમ તજીને ચાલ્યા જવાનો નિર્ણય કરવો પડે, એ કપરૂં કામ નથી ? તેમાં ય, પોતાનો કોઈ દોષ નહિ અને જો ધારે તો બળ અજમાવીને ચણ્ડકૌશિકને ભગાડી દઈ શકે, એવી શક્તિ પણ ખરી ! પણ, પોતાના ધર્મશાસ્ત્રના વચન ખાતર, તે તાપસજનો, ચણ્ડકૌશિકનો જરા સરખો ય વિરોધ કર્યો વિના, જુદી જુદી દિશાએ ચાલતા થઈ ગયા. એ તાપસજનોના હૈયામાં, પોતાના ધર્મશાસ્ત્રના વચન પ્રત્યે જેવો શ્રદ્ધાભાવ હતો, તેવો શ્રદ્ધાભાવ પણ તમારા હૈયામાં જિનવચનાનુસારી ગુરૂવચન પ્રત્યે છે ખરો ? એ તાપસજનો જેમ પોતાના ધર્મશાસ્ત્રના વચનનો આદર કરવાને માટે, ચણ્ડકૌશિકના વચનથી પ્રતિકૂળપણે વર્ત્યા નહિ અને નિરૂપાય હોવાથી ઉપવનને છોડી ગયા, તેમ તમે શ્રી જિનવચનના આદર ખાતર અગર તો શ્રી જિનવચનાનુસારી ગુરૂવચનના આદર ખાતર, કેટલુક સહી લો ? અને, કેટલોક ત્યાગ કરવાને તૈયાર થઈ જાઓ ? તમારે તો, તમારાં માતા-પિતાદિનાં પણ શ્રી જિનવચનથી અવિરોધી એવાં વચનોનો આદર કરવાનો હોય. તાપસોના ઉપવનત્યાગના આ વૃત્તાન્તમાંથી, તમે, આવો કોઈ સાર તારવ્યો ખરો ?

ચણ્ડકૌશિકની ખ્યાતિ.

આ રીતિએ, એ ઉપવનને તજીને, બધા જ તાપસજનો ચાલ્યા ગયા. તેની પણ, ચણ્ડકૌશિકના અન્તઃકરણ ઉપર કશી જ અસર થઈ નહિ. એનું કારણ શું ? એનું

કારણ એ જ કે—ચણ્ડકૌશિક, એ ઉપવનમાં ખૂબ જ આસક્ત બની ગયો હતો. એ આસક્તિને લઈને, તે ચણ્ડકૌશિક, એ ઉપવનમાં જો કોઈ ગોવાળિયા વગેરે ફળાદિ લેવાને માટે આવતા, તો તેમને પણ સખ્ત માર મારીને કાઢી મૂકતો હતો. આને લઇને, એ ઉપવનની નજદીકમાં જે જે ગામો અને જે જે નગરો આવેલાં હતાં, તે તે ગામોમાં અને તે તે નગરોમાં એવી પ્રસિદ્ધિ થઈ જવા પામી કે–' ચણ્ડકૌશિક ઉપવનને જોવા દેતો પણ નથી ' એવું પણ બન્યુ કે—એ ઉપવનની તદ્દન નિકટમાં આવેલી શ્વેતાંબી નામની નગરીમાં વસતા રાજકુમારો, એ ઉપવનમાંથી ફળ ગ્રહણ કરવાને માટે આવ્યા, તો ચણ્ડકૌશિકે તે રાજકુમારોને પણ ફળ લેવા દીધા નહિ ! એથી, એ રાજકુમારો કુપિત થઇને પાછા ચાલ્યા ગયા અને કોઈ અનુકૂળ અવસરે આ અપમાનનો બદલો લેવાનો, તેમણે નિર્ણય કરી લીધો. પછી તો, તેઓ, બદલો લેવાની તક મળે, એની રાહ જોવા લાગ્યા.

આન્તર શત્રુનો સંસ્કાર :

આ ચણ્ડકૌશિકનો જીવ, ગોભદ્ર તરીકેના ભવના અન્ત ભાગમાં તીવ્ર રોષાવેશવાળો બન્યો હતો. ત્યાથી ક્રોધના સંસ્કારોને એ લઈ આવ્યો છે. અહીં ક્રોધના એ સંસ્કારો સુદૃઢ બને છે; અને તેની સાથે ઉપવન વિષેના તીવ્ર રાગનો સંસ્કાર પણ સર્જાતો જાય છે આ બન્નેય-સંસ્કારો ભેગા થઈને, આ જીવને, આ ભવમાં પણ ઘણી જ ખરાબીમાં મૂકશે અને પરભવમાં પણ ઘણી જ ખરાબીમાં

મૂકશે. આ ઉપરથી, એ જ વિચારવાનું છે કે-કોઈ પણ આન્તર શત્રુનો સંસ્કાર સુદૃઢ બને નહિ, એની કાળજી રાખવી. જો કોઇ પણ કુસંસ્કાર, કામ-ક્રોધાદિ આન્તર શત્રુઓ પૈકીના એકનો પણ સંસ્કાર આ ભવમાં સુદૃઢ બની ગયો, તો તે ભવાન્તરમાં પણ જીવને પોતાને આધીન બનાવી દેશે. એટલુ જ નહિ, પણ એક પ્રકારના કુસંસ્કારની સાથે, બીજા પ્રકારના કુસંસ્કારો પણ ભળવા માંડશે. આથી, ભવાન્તરમાં પણ જો આરાધના કરવી હોય, તો અહીં પ્રશમાદિના અને ધર્મવૃત્તિના સંસ્કારોને પોષતા રહેવું જોઈએ.

## ચણ્ડકૌશિકના ઉપવનનો રાજકુમારોએ કરેલો વિનાશ :

હવે બન્યું એવું કે-કોઈ એક વખતે, ચણ્ડકૌશિકને વાડ કરવાને માટે કાંટાની જરૂર પડી વાડ કરવા નિમિત્તે જોઈતા કાંટા લેવાને માટે, તે ચણ્ડકૌશિક તીક્ષ્ણ ધારવાળો કુહાડો લઈ ને નીકળ્યો અને વનપ્રદેશના દૂરના ભાગમાં તે પહોંચી ગયો. આ રીતિએ તે દૂર ચાલ્યો ગયો અને તેના દૂર ચાલ્યા ગયાનો વૃત્તાન્ત શ્વેતામ્બી નગરીમાં વસતા પેલા રાજકુમારોના જાણવામાં આવ્યો, કે જે રાજકુમારોને ફલોને ગ્રહણ કરતાં ચણ્ડકૌશિકે નિવાર્યા હતા અને એથી જેઓ કુપિત થયેલા હતા. ચણ્ડકૌશિક દૂર ગયાના વૃત્તાન્તને જાણતાંની સાથે જ, તે રાજકુમારો, પૂર્વના રોષે કરીને, ચણ્ડકૌશિકના ઉપવનમાં આવી પહોંચ્યા. ચણ્ડકૌશિકના ઉપવનમાં આવીને, તેમણે, છોડવા જેવાં જે ઝાડો હતાં, તે બધાંને ઉખેડી ઉખેડીને ફેંકી દીધાં અને જે ઝાડો

સરસ ગુચ્છા લટકતા હતા, તે સર્વેને તોડી નાંખ્યાં. બાકી ત્યાં જે મોટાં વૃક્ષો, કે વૃક્ષો ઉપર જે ફળો હતાં, તે ફળોને પાડી નાંખ્યાં. ચણ્ડકૌશિકના ઉપવનનો આ રીતિએ વિનાશ કરી નાંખ્યા બાદ, એ રાજકુમારોએ, ચણ્ડકૌશિકના નિવાસનું જે ઝુંપડા જેવું સ્થાન હતું, તેને પણ જમીનદોસ્ત જેવું કરી નાંખ્યું. વળી, ચણ્ડકૌશિકના ઘડાઓના ભુક્કા કરી નાંખ્યા અને તેના કમંડલને પણ ટુકડે ટુકડા કરી નાંખ્યું. ત્યાં દ્રાક્ષના જે મંડપો હતા, તેને પણ તોડી નાંખ્યા અને ત્યાં જે કેળનાં વૃક્ષો હતાં, તેનો પણ વિનાશ કરી નાખ્યો. આ ઉપરાન્ત, પોતાની શક્તિને અનુસારે બીજો પણ જેટલો ઉપદ્રવ થઈ શક્યો, તેટલો ઉપદ્રવ તે રાજકુમારોએ કર્યો.

અપરાધી પ્રત્યે પણ હિતબુદ્ધિ રહેવી જોઇએ.

રાજકુમારોએ આવું કર્યું, તે સારૂં કહેવાય? રાજકુમારોનું આ ભયંકર કોટિનું દુસ્સાહસ જ ગણાય પોતાના અપમાનનો બદલો લેવાને માટે અને પોતાના ક્રોધને સફળ કરવાને માટે, રાજકુમારોએ કેટકેટલા જીવોને ત્રાસ ઉપજાવ્યો? અને, કેટકેટલા જીવોનો ઘાત કરી નાંખ્યો? 'આપણા આવા કૃત્યથી, આ ઉપવનને વિષે અતિ આસક્ત એવા ચણ્ડકૌશિકને કેટલું ભારે દુઃખ થશે? અને તેને કેટલો ભારે ક્રોધ ઉપજશે?'—તેનો પણ કશો જ વિચાર, એ રાજકુમારોએ કર્યો નહિ. આવો વિચાર પણ કરવો જોઈએ ને?' તમે આવો વિચાર કરો છો ખરા? અપમાન આદિનો બદલો લેવાનો વિચાર કરવો, એ પણ સારૂં નથી; પણ

માનો કે-તમે એ વિચારથી પરાઙ્મુખ ન બની શક્યા; પણ તમે એનો બદલો લેતાં, બીજા જીવોને ત્રાસ ઉપજે-એવું તો કરો નહિ ને? અને, એ જીવને પણ ઘણું દુઃખ ઉપજી જાય, એવુંય કરો નહિ ને? એ વખતે, તમને 'એ જીવનું શું થશે?'-એવો વિચાર પણ આવે ખરો? તમારા જેવાએ તો એવા અવસરે એ વાતને યાદ કરવી જોઇએ કે-

'અપરાધીશું પણ નવી ચિત્ત થકી,
ચિન્તવીએ પ્રતિકૂળ.'

જેણે અપરાધ કર્યો હોય, તેને કદાચ શિક્ષા કરવી પડે તેમ હોય, તો ય શિક્ષા કરવા છતાં ય તેનું પ્રતિકૂળ ચિન્તવવું જોઈએ નહિ એટલે કે-અપરાધિને શિક્ષા કરતી વેળાએ પણ, તેના પ્રત્યેની હિતબુદ્ધિ હણાઈ જવા પામે નહિ, તેની કાળજી રાખવી જોઇએ તમે અપરાધિને પણ શિક્ષા કરો, તો ય એમાં અમારો સાથ નહિ; અમારો સાથ તો ત્યાં, કે જ્યાં તમે અપરાધિના પણ અહિતનું ચિન્તન કરો નહિ!

ચણ્ડકૌશિકનું આવવું અને રાજકુમારોનું ભાગવું:

પેલા રાજકુમારો ચણ્ડકૌશિકના આશ્રમનો ભંગ કરવામાં મશગુલ હતા. એવામાં તેમણે ચણ્ડકૌશિકને આવતો દીઠો. ચણ્ડકૌશિક સ્વાભાવિક રીતિએ આવી રહ્યો નહોતો, પણ તેને રાજકુમારોના આ અપકૃત્યના સમાચાર મળી ગયા હતા; અને એથી તે પોતાના આશ્રમ તરફ દોડતો આવી રહ્યો હતો. જે પ્રકારે રાજકુમારો આશ્રમભંગ કરી

રહ્યા હતા, તે પ્રકારના આશ્રમભંગના બનાવને જોઈને, ગોવાળિયાઓએ ચણ્ડકૌશિકની પાસે પહોંચી જઈ ને, ચણ્ડકૌશિકને કહ્યું કે–' કુમારો તમારા આશ્રમનો વિનાશ કરી રહ્યા છે.' ચણ્ડકૌશિકે જેવું આ સાંભળ્યું, તેની સાથે જ તે અગ્નિ જેમ ધમધગી ઉઠે તેમ ક્રોધથી ધમધમી ઉઠ્યો. તેણે તરત જ પોતાના કુહાડાને બે હાથથી પકડીને ઉંચો ઉગામ્યો અને પવનવેગે તે ક્રોધ રૂપી અગ્નિથી ધગધગતો થકો પોતાના આશ્રમ તરફ દોડ્યો. આ રીતિએ ચણ્ડકૌશિકને આવતો જોઈ ને, રાજકુમારોએ વિચાર કર્યો કે–' મુનિ અવધ્ય છે ' અને એથી, તેઓ, પોતાના નગર ભણી પલાયન કરી ગયા.

## ચણ્ડકૌશિકનું મૃત્યુ !

રાજકુમારો પોતાના નગર ભણી દોડી ગયા, એટલે ચણ્ડકૌશિકે પણ તેમની પૂંઠ પકડી. તેણે ય તેમની પાછળ પાછળ દોડવા માંડ્યું દોડતે દોડતે, ચણ્ડકૌશિકે, એ રાજકુમારોને ઉદ્દેશીને બરાડા પાડીને કહ્યું કે–' અરે, ક્ષત્રિયોમાં અધમો ! મારી ગેરહાજરીમાં જ મારા ઉપવનને છેદી નાંખીને, હવે તમે શું તમારી માના પેટમાં પેસી જવાના છો ? તમે જરા ધીમા પડો અને એક ક્ષણ માત્રને માટે મારી સામે મોઢું કરીને તો આવો !, કે જેથી આ કુહાડાથી હું તમારાં મસ્તકોને તાલનાં ફલોની જેમ છેદી નાંખીને નીચે પટકી નાંખું !' આવા આવા અસભ્ય અને ગાલિગર્ભિત વચનોને લવતો લવતો તે ચણ્ડકૌશિક, રાજકુમારોની પાછળ પાછળ,

જોરથી દોડયે જાય છે. ક્રોધને લીધે તેનાં નેત્રો પણ વિકલ થઇ ગયાં, છતાં પણ જેમ તેમ કરીને તે જોરથી દોડતો જ રહ્યો. એવામાં, દોડતો એવો તે કોઈ વૃક્ષના ઠુંઠાની સાથે અથડાયો. એ ઠુંઠાની સાથે અથડાવાથી, ચણ્ડકૌશિક, પોતાના વેગને લઈને જમીન ઉપર પટકાઈ પડયો. એ પટકાઈ પડયો, તે એવી રીતિએ પટકાઈ પડયો કે-એનો કુહાડો જ વચ્ચે આવ્યો અને એ કુહાડાથી જ એનુ મસ્તક છેદાઈ જવા પામ્યુ. અપમાનને જોવાથી જ જાણે બનવા પામ્યુ હોય તેમ, એ જ વખતે તેનો જીવ નીકળી ગયો.

<u>ક્રોધને લઇને હિંસકભાવ પોષાયા કરે :</u>

ક્રોધના આવેશની આ જેવી-તેવી વિડમ્બના છે? તીવ્ર ક્રોધના આવેશથી, માણસ, ભાનભૂલો બની જાય છે. તીવ્ર ક્રોધના આવેશમાં આવી ગયેલાઓ, કર્ત્તવ્યાકર્ત્તવ્યના વિવેકથી વિમુખ બની જાય છે. એ વખતે, તેઓ, પોતાને અને અનુકૂળતા મળી જાય તો પરને પણ કેટલુંક નુકસાન કરે નહિ, એ કહી શકાય નહિ. આ જીવે તો, બેય વાર પોતાનો જ જીવ ખોયો મુનિપણામાં ક્ષુલ્લક મુનિને તાડન કરવાને દોડયો અને થાંભલા સાથે ભટકાઈ જવાથી એવું વાગ્યું કે-તરત જ મૃત્યુ નીપજ્યુ. એ વખતે તો અન્ધકાર જેવું હતું, કારણ કે-આવશ્યકનો સમય હતો. આ ભવમાં ધોળે દહાડે પણ એ જીવને ઝાડનું ઠુંઠું દેખાયુ નહિ. ધોળે દહાડે ઝાડનું ઠુંઠું દેખાયું નહિ અને મર્યો તે પણ પોતાના

જ મારવાને ઉગામેલા કુહાડા દ્વારા મર્યો. આટલું તો, ક્રોધાવેશનું તત્કાળ આવેલું પરિણામ છે, પણ આ ક્રોધાવેશથી ભવાન્તરમાં કેટલું બધું નુકસાન થયુ ? તાપસને ત્યાં જન્મ્યો, તાપસોથી તજાઇ ગયો અને અન્તે કમોતે મર્યો. જીન્દગી, કેવળ કષ્ટોને વેઠવામાં અને પાપોને ઉપાર્જવામાં વીતાવી એટલે, ક્રોધ, પહેલું નુકસાન તો જેનામાં એ ઉત્પન્ન થાય, તેને જ કરે ને ? ક્રોધ જેનામાં ઉત્પન્ન થવા પામે, તે જીવ, બીજાને નુકસાન કરી પણ શકે અને ન પણ કરી શકે, પણ એને પોતાને તો નુકસાન થયા વિના રહે જ નહિ. ક્રોધને લઈ ને હિંસક ભાવ પોષાયા કરે અને એથી હિંસાના સંસ્કારો દૃઢ થાય. આવી રીતિએ જેનો હિંસકભાવ ખૂબ ખૂબ પોષાયો હોય, તે હિંસામાં જ તત્પર બન્યો રહે. એનામાં જીવદયાનો પરિણામ પ્રગટવો, એ અતિશય દુર્લભ. એણે તપ આદિથી જે પુણ્ય ઉપાર્જ્યું હોય, તે પુણ્યના યોગે એને કેટલીક શક્તિઓ પ્રાપ્ત થાય એ બને, પણ એ શક્તિઓ પ્રાયઃ હિંસાદિમાં જ ઉપયોગી નીવડે. એમ એ પુણ્ય સાફ થઇ જાય અને ઘોર હિંસાદિકથી, ખાસ કરીને તો પોતાના ઘોર હિંસકભાવાદિથી, એ જીવ ઘોર પાપકર્મોને ઉપાર્જનારો બને.

## એ જ ઉપવનમાં સર્પ તરીકે ઉત્પન્ન થયો.

આ જીવને માટે લગભગ એવું જ બન્યુ છે. ચણ્ડકૌશિક તાપસ આર્ત્તધ્યાનમાં મૃત્યુ પામ્યો; અને, આર્ત્તધ્યાનમાં મૃત્યુ પામીને તે જીવ, ભયંકર એવા દૃષ્ટિવિષ

સર્પ તરીકે, એ જ ઉપવનમાં ઉત્પન્ન થયો; કારણ કે—એને જીવતાં પણ એ ઉપવન ઉપર મૂર્ચ્છા હતી અને જ્યારે એ મર્યો, ત્યારે પણ એ ઉપવન ઉપરની મૂર્ચ્છાના ભાવમાં જ એ મર્યો હતો. આમ તો ચણ્ડકૌશિક તાપસ રૌદ્રધ્યાનમાં જ હતો, કારણ કે—રાજકુમારો જો હાથમાં આવે, તો એ બધાને હણી નાંખવાનો જ તેનો ભાવ હતો; પરન્તુ જ્યારે દોડતો દોડતો તે, વૃક્ષના ઠુંઠાની સાથે અથડાઈને જમીન ઉપર પટકાઈ પડ્યો અને તેને તેનો પોતાનો જ કુહાડો વાગ્યો, ત્યારે તે પોતાને વાગ્યાના ધ્યાનમાં આવી ગયો હોવો જોઈએ. રાજકુમારોને હણી નાંખવાના ધ્યાનમાં જ એ જો મૃત્યુ પામ્યો હોત, તો તો મરીને એ નરકે જ જાત. પરન્તુ પોતાને વાગ્યું એટલે રાજકુમારોને હણવાનો વિચાર ખસી જાય અને પોતાની વેદનાનો વિચાર આવી જાય, એ ઘણું જ શક્ય છે. આમ, રૌદ્રધ્યાનની જગ્યાએ મરતી વેળાએ આર્ત્તધ્યાન આવી જતાં, એ, તિર્યંચગતિમાં ઉત્પન્ન થયો. તિર્યંચગતિમાં પણ એ જ ઉપવનમાં એ ઉત્પન્ન થયો, કારણ કે—એ ઉપવનમાં એ મૂર્ચ્છિત બનેલો હતો. જે જે સ્થાન ઉપર જે જે જીવને ખાસ મૂર્ચ્છા થઈ જાય છે, તે તે સ્થાનમાં, તેનો તેનો જન્મ થઈ જવો, એ ઘણું જ શક્ય છે.

**ચણ્ડકૌશિક મરતાં તાપસો પાછા આવ્યા:**

ચણ્ડકૌશિક તાપસ મરીને એ જ ઉપવનમાં ભયંકર દૃષ્ટિવિષ સર્પ તરીકે ઉત્પન્ન થયો. જ્યારે બીજી તરફ

બન્યું એવું કે-જે તાપસો ચણ્ડકૌશિકે ફુલ-ફલાદિ નહિ લેવા દેવાથી એ ઉપવનને તજી ગયા હતા, તે તાપસોએ સાંભળ્યું કે-ચણ્ડકૌશિક મૃત્યુ પામી ગયો, આથી, તે તાપસો ફરી પાછા એ જ વનખંડમાં આવ્યા અને એ જ વનખંડમાં રહેવા લાગ્યા. એ તાપસો, એ વનખંડને તજી ગયા હતા ખરા, પણ મનથી તેમણે એ વનખંડનો ત્યાગ કર્યો નહોતો. નિરૂપાયે જ એમને વનખંડનો ત્યાગ કરવો પડ્યો હતો. પણ એમનું મન તો એ જ વનખંડમાં રહેવાનું હતું. એટલે, ચણ્ડકૌશિક તાપસ મર્યાના સમાચાર મળતાંની સાથે જ, એ તાપસો પાછા એ જ વનખંડમાં આવી વસ્યા. ત્યાગોમાં પણ બધા ત્યાગ મનથી હોય છે ખરા ? કમને પણ ત્યાગ કરવો પડે, એવું ય બને ને ? કમને કરેલો ત્યાગ, એ વસ્તુતઃ ત્યાગ નથી, કારણ કે-મનમાં તો એની જ અભિલાષા હોય છે. જે તજ્યું, તેની આશા પણ નહિ હોવી જોઇએ અને તેની ઈચ્છા પણ નહિ હોવી જોઇએ. પણ જે તજ્યુ તેની આશા પણ નહિ અને તેની ઈચ્છા પણ નહિ, એ સહેલું છે ? કદાચ ધર્મમાં એવું બને કે-જે ધર્મને તજ્યો, તેને ફરી મેળવવાની ઈચ્છા સરખી ય જન્મે નહિ, પણ દુન્યવી સુખનાં માનેલાં સાધનોને માટે એવું બને છે ખરૂં ? દુન્યવી સુખને માટેનાં ગણાતાં સાધનોનો સાચો ત્યાગ, માત્ર ધર્મશીલ પુણ્યાત્માઓ જ કરી શકે છે. બીજાઓ તો, તજે તો ય એમનું મન એને મેળવવાનું હોય.

<u>રક્ષણનો પરિણામ એ મહા પાપનો પરિણામ:</u>

ચણ્ડકૌશિક તાપસનો જીવ, એ ઉપવનમાં ભયંકર

દૃષ્ટિવિષ સર્પ તરીકે ઉત્પન્ન થયા પછીથી, પૂર્વના સ્નેહનો જે અનુબન્ધ, તે સ્નેહાનુબન્ધને લઈને, એ ઉપવનનું રક્ષણ કરવાના પરિણામવાળો એ બન્યો. એથી, તે, એ ઉપવનમાં આમથી તેમ પરિભ્રમણ કરવા લાગ્યો. આ વનખંડમાં અત્યન્ત આસક્તિ થઈ જવાને કારણે, ચણ્ડકૌશિક તાપસે, જીવનભર આ વનખંડને નવપલ્લવિત બનાવવાનો અને આ વનખંડને જાળવવાનો પ્રયત્ન કર્યા કર્યો હતો. આ વનખંડમાંથી કોઈને પણ એ કાંઈ પણ લેવા દેતો નહિ, એ એની અતિ આસક્તિનું જ પરિણામ હતું. ક્રોધનો સંસ્કાર તો હતો જ અને એમા આસક્તિનો સંસ્કાર દૃઢ બન્યો. એને લીધે, રક્ષણનો પરિણામ જન્મ્યો. અને રક્ષણના પરિણામને લીધે, હિંસાનો પરિણામ જન્મ્યો. એવો રક્ષણનો પરિણામ, એ પણ વસ્તુતઃ તો એક મહા પાપનો પરિણામ છે. ધનાદિકને મેળવવાની માનસિક એકતાનતા, એ જ્યારે આર્ત્તધ્યાનના પહેલા પાયા તરીકે ગણાય છે, ત્યારે મળેલા ધનાદિકના રક્ષણ સંબંધી જે માનસિક એકતાનતા, તે રૌદ્રધ્યાનના ચોથા પાયા તરીકે ગણાય છે. ધનાદિકના રક્ષણ સંબંધના પરિણામમાં એકતાન બની ગયેલા આત્માઓને માટે, હિંસાનો પરિણામ, અસત્યનો પરિણામ અને ચોરી આદિનો પરિણામ પણ સહજ જેવા બની જાય છે દુન્યવી સુખની પોતાને ગમતી વસ્તુના રક્ષણના પરિણામને અતિશય આધીન બની ગયેલાઓ, પ્રાયઃ, કોઈ પણ પાપને આચરતાં અચકાતા નથી. એમની વાત એક જ હોય છે કે—ગમે તે ભોગે, ગમે તેનું, ગમે તેમ કરીને

પણ, મારે મને ગમતાનુ રક્ષણ કરવું છે! મનમાં આવું નક્કી કર્યા પછી, એ જીવ કયું પાપ કરે નહિ?

## આસક્તિ ઉપર કાપ મૂકવો જોઇએ.

આ વાત, તમને, વિગતથી સમજાવવી પડે એવી છે? ધનાદિકના રક્ષણના પરિણામને લીધે, જીવો અમસ્તા અમસ્તા પણ કેઈ કેઈ જીવોની હિંસાદિકના ઘાટો ઘડયા કરે છે. 'જો કોઇ આને લેવા આવે, તો તે વખતે મારે એને આવી આવી રીતિએ મારીને કે મરાવીને, આનુ રક્ષણ કરવું.'—એવા એવા વિચારો આવે છે કે નહિ? ધનાદિકના રક્ષણને માટે, તમને શું શું કરવાના વિચારો આવ્યા છે? કેટલાકો, રક્ષણને માટે, બંદુક આદિના પરવાના વગેરે જે મેળવે છે, તેમાં કયો ભાવ રહેલો છે? એમાં, ચોરવા કે લૂંટવા આવનારને ઠેકાણે પાડવાનો ભાવ ખરો કે નહિ? આ તો મોટા શ્રીમન્તોની વાત છે, પરન્તુ જીવને જો પોતાના એક ઠોબરા ઉપર પણ અત્યન્ત આસક્તિ થઈ જાય છે, તો એ ઠોબરાના રક્ષણને માટે પણ એ જીવ, હિંસાદિકની વિચારણા કરે છે. ધનાદિકને મેળવવામાં જે પાપ ઉપાર્જ્યું ન હોય, તે પાપ તેના રક્ષણના પરિણામથી જીવ ઉપાર્જે, આવું પણ બને ને? જેટલી આસક્તિ વધારે, એટલો જ રક્ષણનો પરિણામ તીવ્ર, એ સમજો છો? ત્યારે, કરવું શું જોઈએ? આસક્તિ ઉપર જ કાપ મૂકવો જોઇએ. દુન્યવી કોઈ પણ વસ્તુ ઉપર એવા આસક્ત તો નહિ જ બનવું, કે જેથી રક્ષણના પરિણામમાં

મગ્ન બની જઈને, રૌદ્રધ્યાનમાં મગ્ન બની જવાય. એટલા માટે, સૌથી સારૂં તો એ જ છે કે-સાચા ત્યાગના ઉપાસક બનવું.

## ક્રોધે કબજો લીધો હતો અને મૂર્ચ્છાએ કબજો લીધો એટલે સર્પ થવું પડ્યું અને ભમવું પડ્યું :

ગોભદ્રનો જીવ, જ્યોતિષ્ દેવલોકમાં જઈને, ત્યાંનું આયુષ્ય પૂર્ણ થયે છતે, ત્યાંથી ચ્યવ્યો થકો તાપસ કુલપતિની પત્નીના ઉદરમાં પુત્રપણે ઉત્પન્ન થયો અને ઉચિત સમયે જન્મ્યો. તેનુ નામ કૌશિક રાખવામાં આવેલું, પરન્તુ પૂર્વના ક્રોધનો સંસ્કાર ત્યાં જાગૃત થતાં, એ કૌશિક થોડા પણ અપરાધમાં તાપસકુમારોને બહુ જ પીટતો હતો, એથી એની ઓળખને માટે, તાપસોએ એનું નામ ચણ્ડકૌશિક રાખ્યું. એ ચણ્ડકૌશિકે ક્રોધના સંસ્કારની સાથે વનખંડના રક્ષણનો સંસ્કાર પણ પેદા કર્યો. એ બન્નેય પ્રકારના સંસ્કારોને લઈને તે ભયંકર દૃષ્ટિવિષ સર્પ તરીકે ઉત્પન્ન થયો. એના ગોભદ્ર તરીકેના જીવનને યાદ કરો. કેવો શાન્ત, કેવો ગમ્ભીર અને કેવો પરોપકારપરાયણ એ હતો ? પોતે તો રોષ કરતો નહિ, પણ કોઈ રોષ કરે તો એને એ રોષથી થતા નુકસાનનો ખ્યાલ આપીને રોષમુક્ત બનાવતો હતો. કોઈ પણ વસ્તુમાં, એણે, તીવ્ર મમત્વભાવને પેદા થવા દીધો નહોતો. એથી જ, એ, આચાર્યભગવાન શ્રીમદ્ ધર્મઘોષસૂરિવરના સુયોગને પામતાં, સાચો ત્યાગી શ્રમણ બની શક્યો હતો. શ્રમણ બન્યા

પછીથી પણ, એ જીવની અન્ત ભાગની વિરાધનાને જો બાદ કરીએ, તો એ જીવે કેવી અનુપમ કોટિની આરાધના કરી ? નિરતિચાર સંયમપાલન કરવા સાથે, ઉત્કટ કોટિનો ગણાય તેવો તપ પણ કર્યો. વિનય-વૈયાવચ્ચમાં પણ ઉણપ આવવા દીધી નહિ. આવો પણ જીવ, એક બહુ જ સામાન્ય નિમિત્તને પામીને ક્રોધવશ બન્યો. ક્રોધની વિવશતામાં આવી ગયેલા એ જીવે, પોતાના વિવેકનો નાશ કરી નાંખ્યો અને સંયમની વિરાધના કરી નાખી. ભવિતવ્યતા એવી કે-એ દરમ્યાનમાં જ એનું મૃત્યુ થઈ ગયું અને એથી એ જીવને પોતાની ભૂલને સુધારી લેવાની કોઈ તક જ મળી નહિ. પછી થયું શું ? એક અનર્થ, અનેક અનર્થોને જન્માવે-એવું ! ક્રોધે તો કબજો લીધેલો જ હતો અને મૂર્ચ્છાએ કબજો લીધો. એ વનખંડ ઉપર એના મનમાં ભારે મમત્વભાવ પેદા થયો; અને એથી, એના રક્ષણનો જે પરિણામ, તે ઘણો જ તીવ્ર બની ગયો. રક્ષણના એ પરિણામની તીવ્રતાએ જ, એને, રાજકુમારોને મારવાને માટે દોડાવ્યો અને એમાં એનું મૃત્યુ થઇ ગયું. આમ, ક્રોધનો પરિણામ તો સહચારી બન્યો હતો જ અને હવે મમત્વનો તથા મમત્વના યોગે રક્ષણનો પરિણામ સહચારી બન્યો. મરીને એ સર્પપણે ઉત્પન્ન થયો, તો સર્પના ભવમાં પણ એ પરિણામો જાગૃત થયા. પૂર્વના સ્નેહના અનુબન્ધને લઈને, એ વનખંડના રક્ષણનો પરિણામ સજાગ બનતાં, એ સર્પ, એ વનખંડમાં અહીંથી તહીં એમ ભમવા લાગ્યો. ક્રોધથી ને મમત્વથી ફાયદો શો થયો ? મરીને સર્પ થવું

પડ્યું અને સર્પ થઈને પણ નિરાંત જરા ય નહિ! આ વનખંડ ઉપર જો એને મૂર્છા ન હોત, તો એ સર્પ જે રીતિએ આ વનખંડમાં ભમ્યા કરતો હતો, તે રીતિએ તો એ ન જ ભમ્યા કરત; પણ 'આ મારૂં છે ને મારા સિવાય કોઈના પણ ઉપયોગ કે ઉપભોગમાં આવવું જોઈએ નહિ; માટે મારે આનુ રક્ષણ કરવું જ'–એવું એ સર્પને થઈ ગયુ. એ ભાવે, એ સર્પને, એ વનખંડમાં ચોતરફ ભમાવવા માંડયો. એક ચીજનું પણ કારમું મમત્વ, જીવને કેવી કારમી રીતિએ હેરાન કરે છે, તેનો ખ્યાલ આવે છે?

## તાપસોને જોતાં જ રોષ :

આ રીતિએ રક્ષણના પરિણામથી એ સર્પ એ વનખંડમાં સર્વત્ર ઘુમ્યા જ કરતો હતો. એમાં, એક વાર બન્યુ એવું કે–એણે પેલા તાપસોને દીઠા. કયા તાપસો? જે તાપસો ચણ્ડકૌશિક તાપસે ફુલફલાદિ નહિ લેવા દેવાથી 'ગુરૂની સાથે જેવો વર્તાવ કરવો જોઈએ, તેવો વર્તાવ ગુરૂપુત્રની સાથે પણ કરવો જોઈએ'–આવા વચનને યાદ કરીને, ચણ્ડકૌશિકના વચનથી પ્રતિકૂળપણે નહિ વર્તતાં, એ ઉપવનને તજીને અન્યત્ર ચાલ્યા ગયા હતા અને તે પછીથી ચણ્ડકૌશિક તાપસનું મરણ નીપજ્યાના બનાવને જાણીને, પાછા એ જ ઉપવનમાં આવીને વસ્યા હતા, એ તાપસોની આ વાત છે. ચણ્ડકૌશિક તાપસના મનમાં જેમ આ ઉપવન ઉપર રાગ હતો, તેમ આ તાપસો ઉપર દ્વેષ પણ હતો જ. એથી, એ તાપસોને જોતાંની સાથે જ,

એ દૃષ્ટિવિષ સર્પ રોષાધીન બની ગયો. એ સર્પમાં જેમ વનખંડના રક્ષણનો પરિણામ જન્મ્યો હતો, તેમ આ તાપસોને જોતાં આ તાપસોને મારી નાંખવાનો પરિણામ પણ એનામાં પ્રગટ થઈ ગયો. તાપસો પ્રત્યે દ્વેષ ન હોત, તો પણ દ્વેષ જન્મત. કેમ કે-'આ વનખંડ મારો જ છે અને અન્ય કોઈએ પણ આનો ઉપભોગ કરવાનો જ નથી.' એવો ભાવ એ સર્પના મનમાં હતો જ. 'આ મારૂં ને મારૂં જે વાપરે, તેનો હું નાશ કરી નાંખું'-એવો ભાવ એના મનમા હતો! આમાથી તમારે શું સમજવાનું છે, એ બેશું જ વિચારજો!

<u>દૃષ્ટિવિષ સર્પનું સામર્થ્ય :</u>

તાપસોને મારી નાંખવાને માટે એને વિશેષ સામગ્રીની આવશ્યકતા નહિ હતી. રૌદ્ર પરિણામોને પોષતે પોષતે, એ એવી અવસ્થાને પામી ગયો હતો કે-એ નજર કરવા માત્રથી જ સામાને મારી નાંખી શકે! દૃષ્ટિવિષ સર્પ એટલે? બીજા સર્પો તો, પોતાના વિષનું સંક્રમણ અન્ય જીવોમાં કરી શકે, તો તે ડસીને કરી શકે! જ્યારે દૃષ્ટિવિષ સર્પ તો, નજર માત્રથી સામામાં પોતાના વિષને સંક્રમિત કરી શકે. ડસીને વિષનું સંક્રમણ કરી શકનારા સર્પોના વિષનો પ્રકાર પણ જુદો અને દૃષ્ટિવિષ સર્પના વિષનો પ્રકાર પણ જુદો! ડસવા દ્વારાએ જ પોતાના વિષને અન્યમાં સંક્રમિત કરી શકનારો સર્પ, એકી સાથે ડસી ડસીને પણ કેટલાકોને ડસી શકે? ઘણા

સામે હોય, તો તેઓ ડસવા આવેલા સર્પને મારી નાંખી શકે, એમેય બને ને? સામે કોઇ એકલો હોય, તો ય કરડવાને આવેલા સર્પને મારી નાંખી શકે, એ પણ શક્ય છે: દૃષ્ટિવિષ સર્પ તો એવો કે-એ એકી સાથે ઘણાઓને ભસ્મિભૂત કરી નાંખી શકે અને એથી પ્રાયઃ કોઈ એને મારી નાખી શકે નહિ. આમાં, સર્પને મારી નાંખવાની વાત નથી; સર્પને મારવામાં ય હિંસા જ છે. આ તો, દૃષ્ટિવિષ સર્પના સામર્થ્યનો ખ્યાલ આપવા પૂરતી વાત છે. દૃષ્ટિવિષ સર્પની દૃષ્ટિમાં એવું સામર્થ્ય હોય છે કે-એ જ્યારે રોષયુક્ત બન્યો થકો સૂર્યના બિમ્બનું અવલોકન કરે, તેની સાથે જ, એના લોચનમાંથી અગ્નિની જ્વાળાઓનો સમૂહ નીકળવા માંડે છે. એ જ્વાળાઓના સમૂહના ઝપાટામાં જે કોઇ આવી જાય, તે પ્રાયઃ બળીને ભસ્મિભૂત થઇ જાય. મહા કષાયના પરિણામોના યોગે જ, એ ચણ્ડકૌશિકનો જીવ, આવા પ્રકારનાં ઘોર હિંસામાં સહાયક લોચનો પામ્યો છે.

## મહા કષાયી જીવોની મનોદશા.

મહાકષાયી જીવોને તો, કદાચ આ જાણીને એમ પણ થાય કે-આપણાં લોચનોમાં આવી તાકાત આવે તો ઘણું સારૂં! કેમ કે-એવા જીવો, બીજા જીવોને મારવાના સામર્થ્યને મેળવવાની જ પેરવીમાં હોય છે અને બીજા જીવોને મારવાના સામર્થ્યને પામીને એવા જીવો આનંદનો અનુભવ કરનારા હોય છે. મહા કષાયને આધીન બની ગયેલા

નબળા એવા પણ જીવો, પ્રાયઃ એવું ઇચ્છયા જ કરે છે કે-' અમુકને સાફ કરી નાંખવાની શક્તિ મારામાં આવે તો સારૂ! મને એવી તક મળે તો સારૂ!' છેવટ કાંઈ બને નહિ, તો ય એ જીવો પ્રાયઃ એમના માનેલા દુશ્મનોનુ ભૂંડું ચિન્તવ્યા કરવામાંથી તો જતા જ નથી.

## તાપસોને બાળી મૂકયા અને ઉપદ્રવ એવો શરૂ કર્યો કે-માર્ગ અમાર્ગ જેવો બની ગયો.

ચણ્ડકૌશિક તાપસ તરીકે મરીને દૃષ્ટિવિષ બનેલા સર્પે જેવા પેલા તાપસોને જોયા, તેની સાથે જ એ સર્પ, એ તાપસો પ્રત્યે રોષવાળો બની ગયો. એણે સરોષપણે સૂર્યના બિમ્બનુ અવલોકન કર્યું. સૂર્યના બિમ્બનું અવલોકન કરતાંની સાથે જ, તેની આંખોમાંથી અગ્નિની જ્વાલાઓ નીકળવા માંડી. ઉંચી જતી એ જ્વાલાઓના સમૂહે કરીને, એ સર્પે, એની નજર જેટલા તાપસો ઉપર પડી શકી, તે સર્વ તાપસોને બાળી મૂકયા. એ સર્પની નજરે ચઢેલા બધા તાપસો બળી મુઆ, એટલે જે તાપસો આઘા-પાછા હતા અને એથી એ સર્પની નજરે ચઢવા પામ્યા નહોતા, એટલે કે બળી ગયેલા અંગવાળા બન્યા નહોતા, તે તાપસો જુદી-જુદી દિશાઓમાં ભાગી ગયા. હવે તો, એ સર્પે, ત્રણેય કાળ એ આખા ય વનખંડને પ્રદક્ષિણા દેવા માડી. શાથી? એને એવું મમત્વ હતું કે-' આ વનખંડમાં વસવાનો મારા સિવાય કોઇને ય અધિકાર નથી. બીજો કોઈ જીવ આ વનખંડમાં આવવો જોઈએ નહિ.' એ સર્પ રોજ ત્રણેય-

કાળ એ વનખંડને ત્રણ પ્રદક્ષિણાઓ દેતો અને એમાં માણુસ તો શું, પણ જો કોઈ પક્ષી પણ એના જોવામાં આવતું, તો એ પક્ષિને પણ એ બાળી નાંખતો હતો. એ માર્ગે થઇને માત્ર પસાર જ થતા હોય, એવા પણ તડિત, કાર્પટિક વગેરે પથિકોને પણ તે વિશેષ પ્રકારે ઉપદ્રવ કરતો હતો. આનું પરિણામ એ આવ્યું કે–એ સર્પના ભયને કારણે, એ માર્ગેથી થતી લોકોની અવર–જવર બંધ પડી ગઈ; અને એથી એ માર્ગ, માર્ગ હોવા છતાં પણ અમાર્ગ બની ગયો.

## ભગવાન પ્રતિબોધ પમાડવાને પધાર્યા :

આ રીતિએ એ માર્ગ અમાર્ગ બની ગયો હતો અને એથી કોઈ પણ મુસાફર એ માર્ગે જતો નહિ હતો. એવામાં, ભગવાન શ્રી વર્ધમાનસ્વામિજી, છદ્મસ્થાવસ્થામાં વિહાર કરતે કરતે, ઉત્તર સન્નિવેશ તરફ વિહરવા લાગ્યા. ઉત્તર સન્નિવેશે જવાનો ખરેખરો સીધો માર્ગ આ જ હતો, એટલે ભગવાને તો આ માર્ગે ચાલવા માંડ્યું. ભગવાનને એ માર્ગે જતા જોઈને, ગોવાળિયાઓએ કહ્યું કે–'ભગવન્! આ માર્ગે કનકખલ નામે જે આશ્રમ આવે છે, ત્યાં આગળ દૃષ્ટિવિષ સર્પ છે; અને તે દૃષ્ટિવિષ સર્પ, જે કોઈ આ માર્ગે જાય તેને ભારે પરાભવ પમાડે છે; આથી, આપ આ માર્ગે પધારો નહિ!' ગોવાળિયાઓએ તો આમ કહ્યું, પણ ભગવાન કાંઇ થોડા જ અજાણ હતા? જો કે તે વખતે ભગવાનને કેવલજ્ઞાન પ્રગટેલું નહોતું, પરન્તુ

મતિ-શ્રુત-અવધિ એ ત્રણ નિર્મળ કોટિનાં જ્ઞાનો તો હતાં જ. એ જ્ઞાનના બળે, ભગવાનને દૃષ્ટિવિષ સર્પની અને તેના ઉપદ્રવની પણ માહિતી હતી; પરન્તુ, ભગવાને પોતાના જ્ઞાનના બળે એ પણ જાણેલું જ હતું કે-'એ દૃષ્ટિવિષ સર્પ ભવ્યાત્મા છે અને ભવ્યાત્મા એવો તે પ્રતિબોધને પામવાનો છે.' આથી જ, પર કાર્યોને કરવામાં રસિક એવા ભગવાન શ્રી વર્ધમાનસ્વામિજી, ગોવાળિયાઓએ નિવાર્યા છતાં પણ, એ જ માર્ગે આગળ પધાર્યા; અને કનકખલ નામના તે આશ્રમે પહોંચીને, ચણ્ડકૌશિક નામના એ દૃષ્ટિવિષ સર્પને પ્રતિબોધ પમાડવાને માટે, ત્યાંના યક્ષભવનના મંડપમાં ભગવાન કાયોત્સર્ગે રહ્યા. આ વાત શરૂઆતમાં જ આવી ગયેલી છે, તે તમને યાદ તો છે ને? આ વાતને જણાવ્યા પછીથી જ, આ ચરિત્રકાર પરમર્ષિએ, એ ચણ્ડકૌશિકના પૂર્વભવના વૃત્તાન્તને વર્ણવવો શરૂ કર્યો હતો.

## ભગવાનને જોતાં બાળી મૂકવાની પ્રવૃત્તિ :

ચણ્ડકૌશિક સર્પની ઉત્પત્તિને વર્ણવી લીધા બાદ, ચરિત્રકાર પરમર્ષિ ફરમાવે છે કે-હવે ચણ્ડકૌશિક નામના તે દૃષ્ટિવિષ સર્પે, તે ઉપવનમાં પરિભ્રમણ કરતે કરતે, ભગવાન શ્રી વર્ધમાનસ્વામિજીને, યક્ષમંડપમાં પ્રતિમાએ સ્થિત રહેલા જોયા. ભગવાનને જોવા છતાં પણ, સર્પને શાન્તિનો અનુભવ થયો નહિ, કારણ કે-ભગવાન એને ભગવાન તરીકે જણાયા નહિ. ભગવાનને જોતાંની સાથે જ,

તે સર્પના કોપ રૂપી અગ્નિએ ભારે ઉછાળો માર્યો. એ સર્પને એમ થઈ ગયું કે–'અહો, મારા સામર્થ્યને આ જાણતો નથી?' અર્થાત્–એમ કે–'જો મારા સામર્થ્યને આ જાણતો હોત, તો આ કદી પણ અહીં આવીને ઉભા રહેવાની હિંમત જ કરત નહિ.' આ પ્રદેશને, એ સર્પે, પોતાના ઉપદ્રવ દ્વારાએ એવો બનાવી દીધો હતો કે–અહીં કોઈ આવે અને રહે, એ બીના એ સર્પને ય આશ્ચર્ય ઉપજાવે એવી હતી. આ રીતિએ ભારે કોપને આધીન બની ગયેલા એ સર્પે, સૂર્યમણ્ડલનું અવલોકન કર્યું. એણે સૂર્ય-મંડલનું અવલોકન કરતાંની સાથે જ, તેની આંખમાંથી હર-હંમેશ કરતાં ચાર ગુણી બનીને અગ્નિજ્વાલાઓ નીકળવા માંડી, કારણ કે–રોષ એટલો જોરદાર હતો. ચોમેર ફેલાતી અને દુસ્સહ એવી તે અગ્નિશિખાઓથી, તેની આંખો જાજ્વલ્યમાન બની ગઈ. આંખોના વિક્ષોભવાળો બનેલો તે સર્પ, ભગવાનને બાળી નાંખવાની ઈચ્છાથી, ભગવાનને જોવા લાગ્યો.

અજ્ઞાનનો વિલાસ.

જુઓ કે–આ કેવો વિચિત્ર યોગ છે? ભગવાનની ભાવના શી છે? આ ચણ્ડકૌશિક સર્પને પ્રતિબોધ પમાડવાની! જ્યારે, ચણ્ડકૌશિક સર્પની ઈચ્છા શી છે? ભગવાનને બાળી નાંખવાની! મેળ મળે છે કાંઈ? પણ, આમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ નથી. આવું પણ આ સંસારમાં ઘણું બને છે. તમે જેનું ભલું ઈચ્છતા હો, તે જ તમારું

ભૂંડું ઈચ્છતો હોય–એમ પણ બને; અને, જે તમારૂં ભલું ઈચ્છતો હોય, તેનું તમે ભૂંડું ઇચ્છતા હો–એવું પણ બને. અજ્ઞાન આદિને લઈ ને, ભલું ઈચ્છનારનો પણ ભલું ઈચ્છનારા તરીકેનો ખ્યાલ આવે નહિ–એમેય બને; અને, અજ્ઞાન આદિને લઈ ને, ભૂંડું ઈચ્છનારનો પણ ભૂંડું ઈચ્છનારા તરીકેનો ખ્યાલ આવે નહિ–એમેય બને; એટલું જ નહિ, પણ અજ્ઞાનાદિને લઈ ને ઊલટો ખ્યાલ આવે, એવું પણ બને. ભલું ઈચ્છનારો જ, ભૂંડું ઈચ્છનારો છે–એવું લાગે એવું પણ બને અને ભૂંડું ઈચ્છનારો જ, ભલુ ઇચ્છનારો છે–એવું લાગે એવું પણ બને. અજ્ઞાનનું આ જગત ઉપર કેવું અને કેટલું બધું સામ્રાજ્ય પ્રવર્તી રહેલું છે? કોઈનાય ભૂંડાની ભાવના, એ ય અજ્ઞાન નથી? કોઈ કોઈનું ભૂંડું ચિન્તવે, એટલા માત્રથી જ શું સામાનું ભૂંડું થઇ જ જાય? ન પણ થાય. જ્યારે કોઇનું પણ ભૂડું ચિન્તવવાથી પોતાનું ભૂંડું તો નિયમા થાય. આમ છતાં ય, અજ્ઞાનિઓ પારકા ભૂંડાને ચિન્તવતાં અટકે છે ખરા? અજ્ઞાન તો એવું છે કે–એને લઈને જીવને પોતાને પોતાના વાસ્તવિક કોટિના ભલા–ભૂંડાનો પણ ખ્યાલ આવતો નથી. ખરેખર, અજ્ઞાનનો વિલાસ ગજબનો છે.

### સાચું જ્ઞાન હોય તો તે જ્ઞાની પોતાનું ભલું કરે પણ કોઇનું ય ભૂંડું કરે નહિ:

ચણ્ડકૌશિકનુ વર્તન, અજ્ઞાનના વિલાસના પ્રતીક રૂપ છે; અને એની જ સામે, ભગવાનનું વર્તન, જ્ઞાનના વિલા-

સના પ્રતીક રૂપ છે. અજ્ઞાની એવો ચણ્ડકૌશિક જ્યારે ભગવાનને બાળી નાંખવાની ઇચ્છામાં છે અને એ માટેના પ્રયત્નમાં પણ છે, ત્યારે ભગવાન એને તારવાની ભાવનામાં છે. જ્ઞાની શું કરે અને અજ્ઞાની શું કરે, એનો આ ઉપ-રથી ખ્યાલ કરવા જેવો છે. જ્ઞાની પણ જો અજ્ઞાનિના જેવું જ વર્તન કરે, તો પછી એ જ્ઞાની શાનો? જ્ઞાનનો સાચો ગુણ કયો? જ્ઞાનનો સાચો ગુણ એ છે કે–એ જ્ઞાનિનું પણ ભલું કરે અને બીજાઓનું પણ ભલું જ કરે. જ્ઞાન જો સાચું જ્ઞાન હોય, તો તે કોઈનું ભૂંડું કરતાં અટકાવે છે અને સ્વ–પરનું ભલું કરવાને પ્રેરે છે. જ્યારે પોતાનું કાંઈ પણ ભૂંડું થવા પામે, ત્યારે જ્ઞાનગુણથી સમ્પન્ન એવો જીવ, વિચાર કરે કે–'મેં ઉપાર્જેલા અશુભ કર્મનો જ આ પ્રતાપ.' આથી, તેને એમ થાય નહિ કે–'આણે મારૂં ભૂંડું કર્યું અને તેણે મારૂ ભૂંડું કર્યું.' બીજાએ ભૂંડું કર્યું છે–એમ તદ્દન દેખીતી રીતિએ જણાય, તો પણ એ કહે કે–'ખરો દોષ તો મારા અશુભ કર્મ-નો જ! મારા અશુભ કર્મનો ઉદય સહાયક બન્યા વિના, એ અગર તો બીજો પણ કોઈ, મારૂં કાંઇ પણ ભૂંડું કરી શકે, એ અશક્ય છે.' જ્ઞાનગુણ વિકાસ પામતે પામતે, જીવને પોતાનો 'અશુભોદય' અરૂચિકર તો રહેતો નથી, પરન્તુ રૂચિકર બની જાય છે. એથી, એ જીવ, આપત્તિઓની સામે ચાલી–ચલાવીને જાય છે. આપત્તિઓને એ ઉભી કરે છે અને વેઠવા માંડે છે. આપત્તિ આપવાને આવનાર જે કોઈ હોય, તેને એ ઉપકારક માને છે. કારણ, કર્મનિર્જરાનું

લક્ષ્ય આવી જાય છે. આવી જ રીતિએ, જ્ઞાનનો વિકાસ જીવને પરાર્થ કરવાને પ્રેરે છે. તે પણ વધતે વધતે એ કક્ષાએ પહોંચે છે કે-પોતાના દેહાદિકના ભોગે પણ પારકું ભલું કરવું! સર્વ કોઈનું, જે રીતિએ બની શકે તે રીતિએ ભલું જ કરવું! પોતાનું ભૂંડું થવામાં નિમિત્ત બનનારનું ય ભલું કરવાને મથવું!

જ્ઞાન સમ્યક્ કોટિનું હોય તો :

સાચા જ્ઞાનગુણથી આવું પરિણામ આવે. એટલા માટે તો, આપણે ત્યાં જ્ઞાન પણ સમ્યક્ કોટિનું જોઈએ, એમ કહ્યું છે. જે જ્ઞાન સમ્યક્ કોટિનું નહિ, તે જ્ઞાન વસ્તુતઃ જ્ઞાન નહિ, પણ અજ્ઞાન અથવા મિથ્યા જ્ઞાન. જ્ઞાન આવે અને તેની સાથે જો વિષય-કષાયની વૃત્તિઓ વૃદ્ધિ પામે, તો એ જ્ઞાન સમ્યક્ કોટિનું જ્ઞાન નથી. સમ્યક્ કોટિનું જ્ઞાન આવવા છતાં પણ, એ જીવમાં વિષય-કષાયની વૃત્તિઓ હોય એ બને, પરન્તુ એ જ્ઞાની આત્માને, એ વૃત્તિઓ પ્રત્યે આદરભાવ રહે નહિ. જ્ઞાની આત્માને, એમ થયા જ કરે કે-વિષયના અને કષાયના ભાવને કાબૂમાં લઈને, ધીમે ધીમે મારે એ ભાવથી સર્વથા મુક્ત બનવાનો પ્રયત્ન કરવો જોઈએ. જ્ઞાન સમ્યક્ કોટિનું હોય, તો જીવને આત્માના હિતનું લક્ષ્ય રહ્યા જ કરે. આત્માના હિતનો જે ઉપાય, તેને આચરવાની અભિલાષા પણ થયા જ કરે. અને આત્માના હિતના ઉપાયને આચરવાને માટે, શ્રી જિનવચનાદિનું અધ્યયન આદિ કરવાનું મન પણ થયા

કરે. એને, એથી એમ પણ થાય કે-'હુ કોઈના પણ ભલામાં રાજી રહુ, કોઈનું પણ ભલું કરીને રાજી થાઉં અને જો મારાથી શક્ય હોય, તો હું કોઇને પણ પ્રતિબોધ પમાડું !' પ્રતિબોધ પમાડવો, એટલે શું ? સંસાર પ્રત્યે અરૂચિભાવ પેદા કરવો અને મોક્ષ પ્રત્યે તથા શ્રી જિનભાષિત મોક્ષમાર્ગ પ્રત્યે રૂચિભાવ પેદા કરવો; એમ કરીને સંસારને તજવાની અને મોક્ષને માટે શ્રી જિનભાષિત મોક્ષમાર્ગને સેવવાની પ્રેરણા કરવી !

<u>દૃષ્ટિ નિષ્ફળ નીવડતાં ડસ્યો :</u>

આપણે જોયું કે-ભગવાન, ચણ્ડકૌશિક સર્પને પ્રતિબોધ પમાડવાની ભાવનાથી, યક્ષમંડપે આવીને પ્રતિમાએ ઉભા રહ્યા છે, જ્યારે એ ચણ્ડકૌશિક સર્પ ભગવાનને બાળી મૂકવાને ઈચ્છી રહ્યો છે. ભગવાનને બાળી મૂકવાને માટે, એણે, પોતાની જાજ્વલ્યમાન એવી દૃષ્ટિને મૂકી પણ ખરી; પરન્તુ આ તો ભગવાન છે ને ? આ દૃષ્ટિવિષ સર્પ જેમ કરાલ ક્રોધની મૂર્તિ છે, તેમ ભગવાન શ્રી મહાવીર પરમાત્મા પ્રકર્ષવન્તા પ્રશમની મૂર્તિ છે. કરાલ ક્રોધની પ્રક્રિયાની અસર, પરમ પ્રશમની મૂર્તિ સમા ભગવાન ઉપર નથી થતી, તેનો અહીં સાક્ષાત્કાર થયો. જગદ્ગુરૂ ભગવાન શ્રી વર્ધમાનસ્વામિજીના દેહ ઉપર, એ દૃષ્ટિવિષ સર્પની દૃષ્ટિ પ્રતિફલિત થઈ ખરી, પરન્તુ ભગવાનના અમૃત સમા શીતલ દેહ ઉપર પડેલી એ દૃષ્ટિ, ભગવાનના પ્રભાવે કરીને, એકદમ શાન્ત થઇ ગઇ. દૃષ્ટિવિષ સર્પની એ દૃષ્ટિ

ભગવાનના દેહના એક લોમ માત્રને બાળવાને માટે પણ સમર્થ નીવડી નહિ. આ રીતિએ પોતાની દૃષ્ટિ સર્વથા નિષ્ફળ નીવડી, એથી દૃષ્ટિવિષ સર્પને એમ થઈ ગયું કે–' મારી શક્તિ હણાઈ ગઈ.' પોતાની દૃષ્ટિની શક્તિ હણાઈ જતાં, એ સર્પે ભીંત જેવી પોતાની પ્રચણ્ડ ફણાને ડોલાવવા માંડી. પોતાની પ્રચણ્ડ ફણાને ડોલાવતે ડોલાવતે તેણે, ગરલ નામ વિષના કણિયાઓના રસથી મિશ્રિત એવો મોટો અને ઉગ્ર ફુંફાડો માર્યો; અને તે પછીથી તે, ભગવાનને ડસવાની ઈચ્છાથી, ભગવાન જ્યાં ઉભેલા હતા, તે તરફ વેગથી દોડ્યો. ભગવાનની પાસે પહોંચીને, એ સર્પે, પોતાની તીવ્ર વિષથી ઉદ્ભટ બનેલી દાઢાઓએ કરીને ભગવાનને દંશ દીધો. અને ભગવાનને દંશ દઈને એ તરત જ પાછો ફરી ગયો, કારણ કે–એ સર્પને એવી બીક લાગી કે–' મારા ઉગ્ર વિષથી આનું જીવિતવ્ય હમણાં જ હણાઈ જશે અને એથી તે સીધો જ મારા ઉપર પડી જશે.'

ચણ્ડકૌશિક સર્પમાં જે ખરાબી હતી તે તમારામાં પણ અમુક અંશે છે કે નહિ–એ વિચારો.

ચણ્ડકૌશિકને પોતાના વિષ ઉપર આટલો બધો વિશ્વાસ હતો. ન હોય વિશ્વાસ ? દૃષ્ટિ માત્રથી બાળી મૂકવાની તાકાત ધરાવનારો સર્પ જ્યારે ડસે અને તે પણ રોષથી અને રોષને લઈને ભારે તીવ્રતાથી ડસે, ત્યારે એ જેને ડસે, તે જીવતો રહી શકે, એવું તો ભાગ્યે જ બને ને ? આ તો પ્રશમમૂર્તિ ભગવાન હતા એટલે વાત જુદી

છે, પણ સામાન્ય રીતિએ તો એમ જ બને કે-એ સર્પને આમ દંશ દેવો પડે, એ જ વધારે પડતું ગણાય. એ સર્પને ખાત્રી હતી કે-કરડવાની સાથે જ, આ મરશે; અને જેવો આ મરશે, તેવો જ આ જમીન ઉપર પટકાઈ જશે. આથી જ, એ સર્પને એવી બીક લાગી કે-'રખે ને આ મરીને મારા ઉપર જ પડે નહિ!' બીજાને મારવાની ઈચ્છા જેટલી તીવ્ર છે, તેટલી જ પોતાને જીવાડવાની ઈચ્છા તીવ્ર છે ને? પોતાને મરવું નથી અને કોઈને જીવતા છોડવા નથી, એવું જ છે ને? જેને જીવવાની કામના હોય, તે એવો વિચાર ન કરે કે-'જીવવાની કામના જેમ મને છે, તેમ સૌને ય જીવવાની જ કામના છે? મરવાની કામના મને નથી, તો મરવાની કામના કોઈને ય નથી!' તમે લોકો જેવી રીતિએ તમારા હિતાહિતનો વિચાર કરો છો, તેવી રીતિએ તમે જો બીજાઓના હિતાહિતનો પણ વિચાર કરનારા બનો, તો તમે વગર ઉપદેશે પણ ઘણાં પાપાચરણોને આચરતાં અટકી ગયા વિના રહો નહિ. ચણ્ડકૌશિક અન્યને મારી નાંખવાને મથે છે અને પોતે જીવવાની પૂરતી કાળજી રાખે છે, એ તમને ગમે છે? નથી ગમતું ને? ચોક્કસ નથી ગમતું? આ વાતને, તમે, તમારા વર્તન પ્રત્યે ઘટાવી જુઓ તો ખરા! જે કાંઈ તમને અપ્રિય હોય, તે તમે બીજા કોઈની પણ પ્રત્યે આચરવાને રાજી નથી ને? તમે રળો એમાં જો તમે રાજી હો, તો તમે કોઇ ખુએ એમાં રાજી નહિ ને? અને એથી, તમારું ચાલે તો તમે એવો ધંધો કરો નહિ ને કે-બીજાઓ ખુએ તો

જ તમે રાખી શકો ? આવું તો તમારે ઘણી બાબતોમાં, લગભગ દરેક બાબતમાં વિચારવું પડશે. એના ઉપરથી, તમને, કદાચ ખ્યાલ આવશે કે–'ચણ્ડકૌશિક સર્પના સ્વભાવમાં જે ખરાબી હતી, તે ખરાબી અમુક અંશે મારામાં પણ છે' અને જો તમને તમારે માટે આવો ખ્યાલ આવશે. તો તમે તમારી ખરાબીને કાઢવાને માટે પ્રયત્નશીલ બની શકો. ખરાબી હોવા છતાં પણ, ખરાબીનો જ્યાં સુધી ખરાબી તરીકેનો ખ્યાલ આવે નહિ, ત્યાં સુધી એ ખરાબીને કાઢવાનો પ્રયત્ન થાય શી રીતિએ? હવે, તમે, તમારી ખરાબીને શોધવાને મથવાના ખરા ને?

<u>ભગવાનને ત્રણ વાર ડસ્યો પણ ભગવાન નિશ્ચળ:</u>

ચણ્ડકૌશિક તીવ્ર દંશ દઈને એકદમ પાછો ફરી ગયો અને તે પછી જોવા લાગ્યો કે–'શું થયું!' પણ ચણ્ડકૌશિકે જોયું કે–ભગવાન તો પહેલાંની માફક જ સર્વથા નિશ્ચળપણે ઉભા છે; એટલે, એનો રોષ ઓર વધી ગયો. 'મારી દૃષ્ટિથી તો આ દાઝયો પણ નહિ, પણ મારા દંશથી ય આ મર્યો પણ નહિ?'–એમ એને થઈ જાય ને? એણે જ્યારે જાજ્વલ્યમાન દૃષ્ટિ કરી હતી, ત્યારે તો એ દૃષ્ટિમાંથી નીકળતી જ્વાલાઓ જ શાન્ત થઈ જવા પામી હતી અને એથી એને ફરીથી દૃષ્ટિ કરવાપણું રહ્યું જ નહોતું; પણ દંશ દેતાં એવું કાંઇ બન્યું નહિ, એટલે ચણ્ડકૌશિક સર્પે ભગવાનની પાસે આવીને ફરી પાછો દંશ દીધો અને દંશ દઈને તરત જ એ પાછો ફરી ગયો.

પાછા ફરીને એણે જોયું, તો આ વખતે પણ એણે ભગવાનને એવા ને એવા જ નિશ્ચળપણે ઉભેલા જોયા. હવે ક્રોધની કાંઇ સીમા રહે ? ભગવાનની પાસે આવીને એ ત્રીજી વાર પણ ડસ્યો અને પાછો હઠી ગયો. પાછા હઠી જઈને એ ભગવાનને જોવા લાગ્યો, તો ભગવાન એ વખતે ય પૂર્વવત્ સ્થિર ઉભા રહેલા જણાયા. આથી, ભગવાનને તે રોષભરી નજરે જોઈ રહ્યો. ઉપરા ઉપરી ત્રણ ત્રણ વાર ડસવા છતાં પણ મરે નહિ, તો રોષ તો ઘણો વધે; પણ રોષથી જોયા કર્યા સિવાય બીજું એ કરે પણ શું ? કારણ કે-હવે એની પાસે બીજું કોઈ જ સાધન નહિ હતું, કે જે સાધનને એ ભગવાનને મારી નાંખવાને માટે અજમાવી શકે.

## વિકારની શાન્તિ :

આમ એ ક્રોધભરી નજરે ભગવાનને જોઈ રહ્યો છે, એમાંથી જ એના ક્રોધાવેશના વિનાશની શરૂઆત થઈ ગઇ. ઉપરા ઉપરી એને જે નિષ્ફળતા મળી, તેણે એની મનોદશામાં પલટો આણવા માંડ્યો. અત્યાર સુધી તો એણે ભગવાનને ધારીને જોયેલા નહિ; પરન્તુ, જ્યારે જાજ્વલ્યમાન દૃષ્ટિનું જ્વલન શાન્ત થઈ ગયું અને ત્રણ ત્રણ વાર ડસવા છતાંય કાંઈ વળ્યું નહિ, એટલે એમ તો થઈ જાય ને કે-'આ એવો તે કોણ છે કે જે મારી નજરથી સળગી તો ગયો નહિ, પણ મારા વારંવારના દંશથી પણ જે મર્યો નહિ ?' પોતે નિષ્ફળ નીવડ્યો એથી ગુસ્સો તો ઘણો વધી ગયો હતો; પણ કદી નહિ બનેલું એવું આ બન્યું, એટલે

એને ' આ છે કોણ ? '–એમ તો થાય ને ? આ રીતિએ એ દૃષ્ટિવિષ સર્પ, ભગવાનને જોઈ રહ્યો. સૌમ્યમૂર્તિ સમા ભગવાનના દેહનું અવલોકન કરતે કરતે, એ દૃષ્ટિવિષ સર્પનો દુષ્ટ એવો જે દૃષ્ટિવિષનો વિકાર હતો, તે ઉપશાન્ત થઈ જવા પામ્યો.

## પરોપકાર કરવાને માટે પણ અવસરને ઓળખતાં શીખવું જોઇએ :

જે અવસર આવવાની ભગવાન રાહ જોઈ રહ્યા હતા, તે અવસર હવે આવી પહોંચ્યો. ભગવાન પધાર્યા હતા ચણ્ડકૌશિક સર્પને પ્રતિબોધ પમાડવાને માટે, કેમ કે–ભગવાન જાણતા હતા કે–આ સર્પ ભવ્યાત્મા છે અને અવશ્ય પ્રતિબોધને પામવાનો છે; છતાં પણ ભગવાન અત્યાર સુધી કાયોત્સર્ગમાં જ રહ્યા કેમ ? અનવસરે સારો પણ ઉપદેશ સારા માટે નીવડે નહિ, એ માટે ને ? જીવ જ્યારે આવેશના આવેગમાં તણાઈ રહ્યો હોય, તેવા અવસરે ઉપદેશ આપવામાં આવે, તો તે જીવ ગમે તેવા સારા પણ ઉપદેશની અને ઉત્તમોત્તમ ઉપદેશકની પણ અવગણના કરનારો બને, એ શક્ય છે. એવા વખતે તો, કેટલીક વાર, સારી વાત પ્રત્યે અને સારી વાત કહેનાર પ્રત્યે પણ દુર્ભાવ જાગી જાય, એ શક્ય છે. આથી, પરોપકાર કરવાની અભિલાષાવાળાએ, પરોપકાર કરવાની પોતાની અભિલાષા સફળ નીવડે–એ માટે પણ, અવસરને અને અનવસરને ઓળખતાં શીખવું જોઈએ. જીવનો આવેશ શમે અને એથી

એ સારી વાતને સાંભળવાને માટે લાયક બને, એટલા સમય સુધી પોતાની ઉપદેશ દેવાની ઈચ્છાને રોકી રાખવી જોઈએ. આ વાતને જેઓ સમજતા નથી, તેઓ ઉપકાર યોગ્ય જીવ ઉપર પણ ઉપકાર કરનારાં નીવડવાને બદલે અપકાર કરનારા નીવડે છે. અપકાર એ રીતિએ થાય છે કે-એ જીવ ઉપદેશ પ્રત્યે જ અનાદરભાવ બતાવે. સ્વ-પરના હિતને કરનારા ઉપદેશ પ્રત્યે જીવ અનાદરભાવવાળો બને અને અનાદરભાવ દર્શાવે, એથી જીવને ઘણું પાપ લાગે. પછી, એ કદાચ કેટલાય કાળને માટે અપ્રજ્ઞાપનીય અવસ્થાને પામે. આથી, ઉપકાર કરવાને માટે પણ જ્ઞાનિએ ધીર બનવાની જરૂર છે અને ધીર બનવાની સાથે વિચક્ષણ બનવાની પણ જરૂર છે.

લાયક જીવેય સારી ને સાચી વાત ન માને એ બને :

જ્યાં સુધી ચણ્ડકૌશિક સર્પમાં ઉપશાન્તભાવ પ્રગટવા જોગી સ્થિતિ આવી નહિ, ત્યાં સુધી ભગવાન મૌન રહ્યા. ભગવાન ઉપર એણે જ્વાલામયી દૃષ્ટિ નાંખી, તોય ભગવાને તેને એ દૃષ્ટિ પોતાના ઉપર નાંખવા દીધી. એ વખતે એમ કહ્યું નહિ કે-' અલ્યા, હું કોણ છું અને શા કાજે હું અહીં આવ્યો છું, તે તું જાણે છે ? હું તો થોડાક કાળ બાદ કેવલજ્ઞાનને ઉપાર્જીને જગત્તારક તીર્થની સ્થાપના કરનારો છું. અને અહીં જે હું આવ્યો છું, તે તને પ્રતિબોધ પમાડવાને માટે જ આવ્યો છું. મારા ઉપર જ્વાલામયી દૃષ્ટિ નાંખવાને તું તૈયાર થયો છે, પણ મારા ઉપર

જ્વાલામયી દૃષ્ટિ નાંખવાથી તો તને મહા પાપ લાગશે. મારે તારૂં ભલું કરવું છે ને તું જ મને મારી નાંખવાની ઇચ્છા કરે છે ?'

ભગવાને આવું કાંઈ જ એ સર્પને કહ્યું નહિ ને ? ભગવાન તો આવું કહે જ નહિ, પણ કલ્પના કરો કે-ભગવાન કદાચ એવું કાંઇ એને કહે, તો એ વખતે, ખૂદ ભગવાનના પણ એ વચનને, એ સાંભળે ય ખરો ?

ભગવાને શાન્ત અને સ્થિર રહીને, તેને જ્વાલામયી દૃષ્ટિ નાંખવા દીધી-એટલું જ નહિ, પરન્તુ તેને ત્રણ ત્રણ વાર ડસવા ય દીધો. ત્રણ ત્રણ વાર ડસવા છતાં પણ, પોતાની ઇચ્છાને પાર પાડવામાં એ નિષ્ફળ નીવડ્યો, તો ય ભગવાને તેને કાંઈ જ કહ્યું નહિ અને તેને પોતાના તરફ ક્રોધભર્યાં નેત્રોએ જોવા દીધો. આટલું બધું શા માટે ? એટલા જ માટે કે-જ્યારે અવસર આવે ત્યારે જ ઉપદેશ આપવો અને ત્યાં સુધી સહન કરીને પણ રાહ જોવી ! જ્યારે એ ઉપદેશ યોગ્ય બને, ત્યારે જ એને જે કાંઇ પણ કહેવા યોગ્ય છે તે કહેવું; પણ તે પહેલાં કશું જ એને કહેવું નહિ. આવો નિર્ણય ભગવાને કર્યો હશે, માટે ને ? ભગવાને કેમ આવો નિર્ણય કરેલો ? એને પ્રતિબોધ પમાડવો હતો માટે !

'આપણે સારી અને સાચી વાત કહીએ, તે છતાં ય જીવ ન માને તો તે નાલાયક'—આવું ભગવાન નહિ માનતા હોય ને ? અને, એમ માનતા હશે ને કે-'લાયક પણ

જીવને સારી અને સાચી વાત અવસરે કહી હોય, તો જ તે એ વાતને માને છે?' એટલે, તમે એકાન્તે સારી અને તદ્દન સાચી એવી પણ વાત જો કોઈને અનવસરે કહી હોય અને એથી તેણે એ વાતને ન માની હોય, તો એટલા માત્રથી જ એ જીવ નાલાયક છે એવું પૂરવાર થઈ જતું નથી ને?

ભગવાને સર્પને આપેલો ઉપદેશ:

હવે જ્યારે ભગવાને જાણ્યુ કે–આ ચણ્ડકૌશિક સર્પમાં ઉપશાન્તભાવ પેદા થવા માંડયો છે, એટલે તરત જ ભગવાને તેને કરૂણાથી કહેવા માંડયુ કે–' ઉપશાન્ત થા, ઉપશાન્ત થા, મહાનુભાવ! તેં જાતે જ જે વ્યતિકરનો નામ બનાવનો અનુભવ કર્યો છે, તેને તું કેમ યાદ કરતો નથી? કારણ કે–પૂર્વભવમાં તું જ્યારે શ્રમણ હતો, ત્યારે તેં કોપને આધીન બની જઈને, તારા સારા ય શ્રમણપણાની વિરાધના કરી નાંખી અને એથી જ, ત્યાંથી મરીને તું, કુત્સિત એવી જે જ્યોતિષદેવપણાની લક્ષ્મી, તેને પામ્યો. તે પછીથી તું પોતે ત્યાંથી ચ્યવીને આ ઉપવનમાં તાપસપુત્ર તરીકે જન્મ્યો અને તે પછીથી પાછો તું અહીં સર્પપણાને પામ્યો છો અને તેમાં ય પાછો તીવ્ર વિષવાળો થયો છો! તો, હે ભદ્ર! આટલેથી પણ તું કોપને તજી દે! ખરેખર, આ કોપ એવો છે, કે જે પરમ સુખની જે સંપદાઓ, તેની પ્રાપ્તિમાં વિઘ્નભૂત છે; કલ્યાણ રૂપી જે વેલડીઓ, તે વેલડીઓને ઉખેડી નાંખનારો મલ્લ છે; પ્રવર એવો જે

વિવેક, તેનો મોટો દુશ્મન છે; કુશળ અનુષ્ઠાનો રૂપી જે ઉપવન, તેને બાળી મૂકનારો અગ્નિ છે; અને ભયંકર એવી જે દુર્ગતિ, તે દુર્ગતિમાં જે પતન થવું, તે પતનનો જનક છે. એટલા માટે, કોપના અનુબન્ધે કરીને સર્વથા સર્યું! એટલે કે-કોપાનુબંધને તું સર્વ પ્રકારે તજી દે!'

## સર્પને પ્રતિબોધ અને જાતિસ્મરણ જ્ઞાન

ભગવાને ચણ્ડકૌશિક સર્પને પહેલાં તો તેના પૂર્વ-ભવોના વૃત્તાન્તને યાદ કરાવવા માંડયો; અને તે પછીથી, ભગવાને તેને ક્રોધનાં માઠાં ફળો કહી સંભળાવીને, ક્રોધનો ત્યાગ કરવાનો ઉપદેશ આપ્યો. ભગવાનના આ કથનનું શ્રવણ કરીને, એ સર્પ, પોતાના પૂર્વે અનુભવેલાનો સ્મરણવશે કરીને ઉહાપોહ કરવા લાગ્યો; અને તેમાં એ બધું શું બન્યું હશે ને કેમ બન્યુ હશે—તેની ગવેષણા કરવા લાગ્યો. એમ ગવેષણા કરતાં કરતાં, એ દૃષ્ટિવિષ સર્પને જાતિ-સ્મરણ જ્ઞાન પ્રગટ થયું. એટલે તો, એને પૂર્વાનુભૂતનો ઘણો સુન્દર ખ્યાલ આવી જાય ને? એ સર્પને, એ જ્ઞાનના બળે, પૂર્વે પોતે જે તપશ્ચરણ આચરેલું તે પણ જણાયું, પોતે શ્રમણપણાનું જે પરિપાલન કરેલું તે પણ જણાયું અને એ શ્રમણપણાની વિરાધનાને કારણે જ્યોતિષી દેવ તરીકેની જે ઉત્પત્તિ થયેલી, તે પણ જણાઈ. આ વગેરે બધું પોતાનુ પૂર્વાનુભૂત જણાયુ, એથી એ સર્પમાં વિવેક પ્રગટયો. વિવેક પ્રગટવાના પરિણામે, એનામાં, ધર્મનો જે પરિણામ તે સારી રીતિએ પેદા થવા પામ્યો; અને તેની

સાથે પાપ પ્રત્યેની દુગંછાનો જે ભાવ, તે પણ પેદા થવા પામ્યો. વિવેક પ્રગટે, ધર્મનો સુન્દર પરિણામ પ્રગટે અને પાપ પ્રત્યે દુગંછાનો ભાવ જન્મે, પછી જીવ શું કરે ? પાપને તજવાનો અને ધર્મને સેવવાનો જ નિર્ણય કરે ને ? આ દૃષ્ટિ-વિષ સર્પે પણ એમ જ કર્યું. અનશનને આદરવા દ્વારા, શક્ય એટલી આરાધના કરી લેવાનો, આ સર્પે નિર્ણય કરી લીધો.

સર્પનું અનશન અને ભગવાનની અનુકંપા·

અનશનને આદરવાનો નિર્ણય કરી લઈને, એ સર્પે, ત્રણ ભુવનના ગુરૂ એવા ભગવાન શ્રી વર્ધમાનસ્વામિજીને, પ્રદક્ષિણા દેવાપૂર્વક પરમ ભક્તિથી વન્દન કર્યું; અને તે પછીથી અનશનનો સ્વીકાર કરી લીધો.

ભગવાનથી આ પણ અજાણ્યું નથી. ભગવાન જાણે જ છે કે–આ દૃષ્ટિવિષ સર્પ પ્રતિબોધ પામી ગયો છે અને હવે આ સર્પે અનશનનો સ્વીકાર કર્યો છે.

આમ એ સર્પને પ્રતિબોધ પમાડવાનુ કાર્ય પરિપૂર્ણ થઈ જવા છતાં પણ, એ સર્પ પ્રત્યેની અનુકંપાએ કરીને, ભગવાન ત્યાં જ કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યા અને કાઉસ્સગ્ગ ધ્યાને રહેલા ભગવાને, અનશનને આચરી ચૂકેલા એ સર્પનું પરિપાલન કર્યું.

ચણ્ડકૌશિક સર્પે પણ શું કર્યું ? 'મારા રોષવશે કરીને નેત્રાગ્નિ દ્વારા કોઈનો પણ પ્રાણનાશ થાઓ નહિ '–આવો વિચાર કરીને, એ સર્પે પોતાના મસ્તકને બીલમા નાંખી દીધુ અને પોતાના શરીરના બાકીના ભાગને પ્રગટ રહેવા દીધો.

## ચણ્ડકૌશિકની સુન્દર ભવિતવ્યતાનો ખ્યાલ ભવ્યાત્માઓને આનન્દ ઉપજાવ્યા વિના રહે નહિ :

જગદ્ગુરૂ કરૂણાસિન્ધુ ભગવાન શ્રી વર્ધમાનસ્વામિજી અને ચણ્ડકૌશિકના યોગને સાંભળતાં અને એ વિષે વિચાર કરતાં, ભવ્યાત્મા જીવો, આશ્ચર્ય અને તેની સાથે આનન્દ પણ અનુભવ્યા વિના રહી શકે નહિ. આવો યોગ તો, અનાદિ–અનન્ત એવા આ સંસારમાં, ભાગ્યે જ બની આવે. ચણ્ડકૌશિકના આત્માની પરમ સુન્દર ભવિતવ્યતાનો ખ્યાલ, ભવ્યાત્માઓના હૈયાને હર્ષથી રોમાંચિત બનાવે નહિ, એવું ભાગ્યે જ બને. ભગવાન શ્રી વર્ધમાનસ્વામિજીએ, પોતાના અન્તિમ ભવમાં સંખ્યાબંધ આત્માઓને પ્રતિબોધ પમાડયો છે, પણ તે પ્રાયઃ કેવલજ્ઞાનને ઉપાર્જ્યા પછીથી! આ તો, એ પરમ તારકે પોતાની છદ્મસ્થાવસ્થામાં પ્રતિબોધ પમાડયાનો પ્રસંગ છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવોના આત્માઓ, દીક્ષિત બન્યા બાદ, પોતાનાં ચાર ઘાતી કર્મોને મૂળમાંથી ક્ષીણ કરી નાંખવાને માટે અને એમ કરીને કેવલજ્ઞાનના ઉપાર્જનને માટે જ, અપ્રમત્તપણે પ્રયત્નશીલ બને છે. એ કાળમાં, એ તારકોના આત્માઓ, અન્ય જીવોને પ્રતિબોધ પમાડવાને માટે, પ્રતિબોધ પમાડવાની પ્રવૃત્તિ પ્રાયઃ કરતા જ નથી. મુખ્યત્વે પોતાની જ સાધના અને પોતાની જ સાધનાની સફળતા તરફ, એ સમયે, એ તારકોનું લક્ષ્ય કેન્દ્રિત થયેલું હોય છે. આ સાધનાની સફળતાને અન્તે કેવલજ્ઞાન પ્રગટતાં, એ પરમ તારકો ધર્મતીર્થની સ્થાપના કરે, એ

અવશ્યંભાવી છે, કે જે ધર્મતીર્થ ભવ્યાત્માઓના પરમોદ્ધારનું અને જીવ માત્રના કલ્યાણનું પરમ કારણ હોય છે. ધર્મતીર્થની સ્થાપના કર્યા પછીથી પણ, એ પરમ તારકો, રોજ, જ્યાં સુધી એ પરમ તારકોનું આયુષ્યકર્મ ક્ષીણ થઇ જવા પામે ત્યાં સુધીને માટે, પહેલો પ્રહર અને ત્રીજો પ્રહર ધર્મદેશનાનું દાન કરવામાં જ વીતાવે છે; અને, એ પરમ પ્રભાવશાલિની અતિશયસંપન્ન વાણીવાળી ધર્મદેશનાથી, સંખ્યાબંધ ભવ્યાત્માઓ પ્રતિબોધને પામીને, મોક્ષમાર્ગની આરાધનામાં સંલગ્ન બની જાય છે. ભગવાન પોતાના કેવલજ્ઞાનને પ્રગટાવે, એ પછી તો આવું બધું બને છે, પરન્તુ દીક્ષિત બન્યા બાદ કેવલજ્ઞાન પ્રગટે ત્યાં સુધીને માટેનું એ પરમ તારકોનું જીવન તો, પ્રાયઃ સ્વસાધનામય જ હોય છે. એ સાધનાથી, એ સમયે, અન્ય ભવ્યાત્માઓનું પરોક્ષપણે કલ્યાણ સધાઈ જવા પામે—એ એક જુદી જ હકીકત છે, પરન્તુ ખૂદ ભગવાન એ સમયે કોઈને પ્રતિબોધ પમાડવાને માટે પ્રયત્નશીલ બને—એવું તો ભાગ્યે જ બને. એટલે, ભવ્યાત્મા ચણ્ડકૌશિકના સંબંધમાં જે બન્યુ છે, તે ભાગ્યે જ બને એવું બન્યું છે અને એથી જ ભવ્યાત્માઓને, ભવ્યાત્મા ચણ્ડકૌશિકની સમુજ્વલ ભવિતવ્યતાનો ખ્યાલ, ખરે જ આનન્દ ઉપજાવ્યા વિના રહે નહિ.

**ચણ્ડકૌશિકને માટે ભગવાન પોતાના જ્ઞાનનો ઉપયોગ મૂકે છે અને તેની લાયકાત જુએ છે:**

ભગવાન છદ્માસ્થાવસ્થામાં છે, જ્યારે ચણ્ડકૌશિક કયી

અવસ્થામાં છે? ચણ્ડકૌશિક તિર્યંચપણામાં સર્પ તરીકેના આયુષ્યને ભોગવી રહ્યો છે. સર્પ તરીકેના આયુષ્યને ભોગવતો એ જીવ, મહા રોષથી ધમધમી રહેલો છે અને કેવળ હિંસક પરિણામોમાં રમી રહેલો છે એટલું જ નહિ, પણ ગાઢ મૂર્છાના અનુબંધે કરીને, એ ઉપવનમા અતિશય આસક્ત બની ગયેલો છે. રાગનું જોર પણ અસાધારણ કોટિનું છે અને રોષનું જોર પણ અસાધારણ કોટિનું છે. એ રાગના ને એ રોષના જોરથી. એ સર્પ. એ ઉપવનમાં આવતા માણુસોને તો સળગાવી મૂકે છે, પરન્તુ એ ઉપવન ઉપર આકાશમા ઉડતાં પક્ષિઓને પણ સળગાવી મૂકે છે. આમ, એ સર્પ જે સમયે ઉગ્ર મમત્વના અને મહા હિંસાના પરિણામોમાં રમી રહેલો છે તેમ જ ઘોર હિંસામાં પ્રવર્તેલો છે, એ સમયે એ જીવ ભગવાન શ્રી વર્ધમાનસ્વામિજીના અન્તઃકરણમાં કેવા પ્રકારનું સ્થાન પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી બને છે? એ વખતે વિદ્યમાન એટલા બધા જીવોમાંથી એ જીવ આ પ્રકારે ભગવાનના લક્ષ્યમાં આવી જાય છે, ભગવાનના જ્ઞાનમાં આવી જાય છે અને એથી ભગવાન પોતાના જ્ઞાનબળે જાણે છે કે-'આ જીવ ભવ્યાત્મા છે અને પ્રતિબોધ પામવાનો છે.' ભગવાન એ વખતે નિર્મળ કોટિનાં ત્રણ જ્ઞાનોએ સહિત છે, પરન્તુ એ જ્ઞાનો એવાં નથી કે-વિના ઉપયોગે જ્ઞાન કરાવે. એ જ્ઞાનો તો એવાં છે કે-એ જ્ઞાનોના સ્વામિઓ જો ઉપયોગ મૂકે, તો જ જાણી શકે. એટલે, ભગવાને ઉપયોગ મૂકીને જ એ જીવ ભવ્યાત્મા છે અને પ્રતિબોધ પામવાનો છે-એવું જાણ્યું

હોવું જોઈએ. એ સર્પ જે સમયે ભયંકર દુર્દશામાં જ સબડી રહ્યો છે, તે વખતે એ સર્પ ભગવાનના જ્ઞાનોપયોગમાં આવવા પામે છે, એ જ એક બહુ મોટી વાત છે. આ વાતનો વિચાર કરતાં, તમને, એમ નથી થઇ જતું કે-ભગવાનના જ્ઞાનોપયોગમાં આપણે આવી રીતિએ કેમ આવ્યા નહિ? પણ આપણી તેવા પ્રકારની સુન્દર ભવિતવ્યતા હોવી જોઈએ ને?

## ભગવાન ઉપકાર કરવાને પધારે છે અને ચણ્ડકૌશિક ભગવાનને મારી નાંખવાને ઇચ્છે છે:

એ જીવની ભવિતવ્યતા તો એટલી બધી સુન્દર અને એટલી બધી અનુમોદનીય છે કે-એ જીવ માત્ર ભગવાનના જ્ઞાનોપયોગમાં આવે છે-એટલા માત્રથી જ અટકતું નથી, પરન્તુ છદ્માસ્થાવસ્થામાં રહેલા ભગવાન એ જીવને પ્રતિબોધ પમાડવાની પ્રવૃત્તિ કરે છે. એ જીવને પ્રતિબોધ પમાડવાને માટે, ભગવાન, કનકખલ નામના એ આશ્રમસ્થાને પધારે છે, અને ત્યાં જઈને, એક યક્ષમંડપમાં ભગવાન કાઉસ્સગ્ગ ધ્યાને સ્થિર થાય છે. એક તરફ ભગવાનની આ પ્રકારની એ જીવ ઉપર ઉપકાર કરવાની પ્રવૃત્તિ છે, જ્યારે એ જીવની પોતાની ભગવાન પ્રત્યે કેવી પ્રવૃત્તિ છે? એ વખતે એ જીવ એટલી બધી અયોગ્યાવસ્થામાં છે કે-ભગવાનને નજરે નિહાળવા છતાં પણ, એનામાં ભગવાન પ્રત્યે ભક્તિભાવ પેદા થતો નથી. ભગવાન પ્રત્યે ભક્તિભાવ પેદા થતો નથી-એટલું જ નહિ, પરન્તુ ભગવાનને

જોતાંની સાથે જ, ભગવાનને મારી નાંખવાને માટે ભગવાનને બાળી મૂકવાની ઇચ્છા, તેનામાં જન્મે છે. ભગવાનને મારી નાંખવાની ઇચ્છાથી, ભગવાનને બાળી મૂકવાને માટે, એ જીવ, એનાથી જેટલુ બની શકે, તેટલું બધું કરી છૂટવામાં જરા ય કમીના રાખતો નથી. એ તો પ્રશમમૂર્તિ, પરમ પ્રભાવસંપન્ન ભગવાન છે, એટલે એ બીચારાની પાપકામના એક અંશે પણ બર આવતી નથી અને તેની જલતી નજર ઠરી જવા પામે છે; પણ ભગવાનની જગ્યાએ જો અન્ય કોઈ હોત, તો તે પ્રાયઃ બળીને ખાખ જ થઈ જાત. આવી દૃષ્ટિ મૂકવા છતાં પણ, એ સર્પનું જ્યારે કાંઈ જ ઉપજ્યુ નહિ, ત્યારે પણ એ શાન્ત થવાને બદલે વિશેષ રોષાવેશવાળો બન્યો. મમત્વના અને ક્રોધના તીવ્ર આવેશને લીધે, એ જીવને, પોતાની દૃષ્ટિનું જલન શાન્ત થઈ જવા પામ્યું તો પણ, એટલો ય વિચાર આવ્યો નહિ કે– ' મારી દૃષ્ટિની જલનશક્તિને આ રીતિએ શાન્ત કરી નાંખનાર, આ કોણ છે ? '

## આ બેનો યોગ કેવો વિચિત્ર છે ?

આપણે એ વિચારી રહ્યા છીએ કે–ભગવાન છદ્મસ્થાવસ્થામાં હોવા છતાં પણ, જે જીવને પ્રતિબોધ પમાડવાને માટે એ તારક પધાર્યા, એ જીવ કેવો છે ? પ્રતિબોધ પમાડવાને પધારેલા ભગવાનને પણ મારી નાંખવાને જ મથે, એવો ને ? આવો પણ જીવ, ભગવાનના જ્ઞાનમાં અને ભગવાનના મનમાં એ પ્રકારે આવી ગયો, એ, એ જીવની અસાધારણ

કોટિની સુન્દર ભવિતવ્યતા નથી, તો બીજું છે પણ શું? પોતાની દૃષ્ટિ દ્વારા ભગવાનને જલાવી દેવાને અસમર્થ નીવડેલો એ સર્પ, ભગવાનને ડસવાને તૈયાર થઈ ગયો. ભારે રોષથી ભગવાનને ડસવાને એ દોડ્યો અને ભગવાનની પાસે જઈને એ ભગવાનને ડસ્યો પણ ખરો. ભગવાનને ડસીને એ તરત જ પાછો ખસી જઈને જોવા લાગ્યો, કારણ કે–એના મનને તો એમ જ હતું કે–'હમણાં જ આ મરશે અને જેવા મરશે તેવા જ ભોંય ઉપર પટકાશે.' એ વખતે એને માત્ર એટલી જ ચિન્તા હતી કે–'હું કદાચ આ માનવીનો દેહ પડવાથી, એની નીચે આવી જઈને ચગદાઈ જવા પામું નહિ!' આથી, એ સર્પ પાછો હઠી ગયો હતો ને? અને ભગવાન મરીને પડ્યા કે નહિ, એ જ જોતો હતો ને? ડસવા છતાં ય ભગવાનને એની એ જ હાલતમાં ઉભેલા એણે જોયા, એટલે રોષે કરીને એ ફરીથી ડસ્યો અને પહેલી વારની જેમ બીજી વાર પણ એ નિષ્ફળ નીવડ્યો, તો એ ભગવાનને ત્રીજી વાર પણ ડસ્યો. ત્રીજી વાર ડસ્યા પછીથી પણ ખસી જઈને, એ સર્પ ભગવાનને રોષભરી નજરે જ નિહાળી રહ્યો છે. આવા જીવ ઉપર ઉપકાર કરવાને ભગવાન પધાર્યા છે ને? પણ, એ ય વાત ભેગી જ છે કે–ભગવાન સિવાય પ્રાયઃ બીજો કોઈ, આવા જીવ ઉપર ઉપકાર પણ કેમ કરી શકે? આ તો એટલા પૂરતી વાત છે કે–ઉપકાર કરનારનો અને જેના ઉપર ઉપકાર કરવાનો છે, એ બેનો યોગ કેવો વિચિત્ર છે એનો તમને ખ્યાલ આવે; અને એના ઉપરથી, ભગવાન કેવા

પરકાર્યકરણ-રસિક છે એનો પણ તમને ખ્યાલ આવે; તેમ જ, સર્પના જીવની ભવિતવ્યતા કેટલી સુન્દર છે-એનો પણ તમને ખ્યાલ આવે. સંસારમાં આવો નસીબદાર જીવ તો, કોઈક જ હોઈ શકે ને ?

## એ જીવનું કેટલું મોટું સદ્ભાગ્ય ?

આ જીવને પ્રતિબોધ પમાડવાને માટે, ભગવાને ઓછું સહન કર્યું છે ? એ તારકના દેહ ઉપર એ સર્પે જ્વાલાઓથી જાજ્વલ્યમાન દૃષ્ટિ મૂકી, તો તેને ય સહી લીધી ને એની દૃષ્ટિની જ્વલન-શક્તિને શાન્ત કરી દીધી; તેમ જ, એ સર્પ ત્રણ ત્રણ વાર કરડ્યો, તો ય તેની સામે કાંઈ જ કર્યું નહિ. ભગવાન ઉપર થયેલા ઉપસર્ગોમાનો આ પણ એક ઉપસર્ગ ગણાય છે. આટલું સહી લઈને પણ ભગવાને, અન્તે જતાં તેને પ્રતિબોધ પમાડ્યો. ત્રણ ત્રણ વાર કરડવા છતાં પણ જ્યારે તે નિષ્ફળ નીવડ્યો અને રોષભરી નજરે ભગવાનને ધારી ધારીને જોવા લાગ્યો, ત્યારે ભગવાનના સૌમ્યમૂર્તિ સમા દેહ ઉપર એની નજર કાંઈક ઠરી; અને એમાંથી ક્રમે કરીને તેના દૃષ્ટિવિષનો વિકાર ઉપશાન્ત થવા પામ્યો. હવે ભગવાને શું કર્યું ? ભગવાન દીક્ષિત બનીને પોતાના કેવલજ્ઞાનને પ્રગટાવનારા જ્યાં સુધી બને નહિ, ત્યાં સુધી છદ્મસ્થાવસ્થામાં વિચરતા ભગવાન, ઉપદેશ તરીકે ઉપદેશ આપતા જ નથી. ભગવાન શ્રી જિનેશ્વરદેવોના આત્માઓ પોતાના કેવલજ્ઞાનને પ્રગટાવ્યા પછીથી જ ધર્મદેશનાની પ્રવૃત્તિ આચરે છે. આમ છતાં પણ, ઉપદેશમાં ય ગણાય અને

ઉપદેશ રૂપ ન પણ ગણાય, એવી રીતિએ કહીને, ભગવાને ચણ્ડકૌશિક સર્પને પ્રતિબોધ પમાડ્યો ને ? એ જીવને ભગવાને પ્રતિબોધ પમાડ્યો, કે જે જીવે માત્ર અલ્પ સમય પહેલાં જ ભગવાનનો જીવ લેવાનો શક્ય એટલો કારમો પ્રયત્ન કર્યો હતો. ભલે એ જીવ એ વખતે ભગવાનને ભગવાન તરીકે ઓળખતો નહિ હતો; પણ એણે ભગવાનનો જીવ લેવાનો શક્ય એટલો કારમો પ્રયત્ન કરવા રૂપ અતિશય ભયંકર કોટિનું પાપાચરણ તો આચર્યું જ હતું ને ? આવા પાપાચરણને આચરનારા જીવની ગતિ કયી થાય ? કેટકેટલાક કાળ પર્યન્ત એને નરક-નિગોદાદિમાં પરિભ્રમણ કરવું પડે ? આવા જીવને, શાસનની આરાધનાનો યોગ મળતાં, કદાચ અનન્તો કાળ પણ વહી જાય ને ? એને બદલે, ચણ્ડકૌશિક સર્પને તો, ભગવાનના પ્રતાપે, તત્કાળ આરાધનાનો સુયોગ મળી ગયો. આ પણ, એ જીવનું કેટલુ બધું મોટું સદ્ભાગ્ય ગણી શકાય ? એના સદ્ભાગ્યનો ખ્યાલ આનન્દ-આનન્દ ઉપજાવી દે, એવો છે ને ?

<u>લાયકાતનો સંસ્કાર</u>

પણ, એ વાતેય ભૂલવા જેવી નથી કે-એટલા બધા મમત્વના અને એટલા બધા રોષના પરિણામોમાં રમતો એવો પણ એ જીવ, અંદરખાને, પ્રતિબોધને પામવાની લાયકાત ધરાવતો હતો. એ જીવે, ગોભદ્રના ભવમાં, એ લાયકાતના સંસ્કારને ખૂબ જ સુદૃઢ બનાવી દીધો હતો. એ તો અન્તિમ સમયે તીવ્ર ક્રોધ આવી જતાં એ સંસ્કાર

દબાઈ ગયો અને પછી તો મૂર્ચ્છાના સંસ્કારે પણ ભેગા ભળીને એ સુન્દર સંસ્કારને વધુ દબાવી દીધો, પરન્તુ એ સંસ્કાર નાશ પામી ગયેલો નહિ. ભગવાને એ સર્પને, એ સર્પે ગોભદ્રના ભવમાં જે શ્રમણપણાનુ આરાધન કરેલું, તેની જ યાદ આપી ને ? એ જીવે પૂર્વે જો શ્રમણપણાને સ્વીકારેલું જ ન હોત, તો ભગવાન એને શાની યાદ આપીને પ્રતિબોધ પમાડત ? એટલે, પ્રતિબોધ પામવામાં પૂર્વે સ્વીકારેલા શ્રમણપણાની યાદ કામીયાબ નીવડી ને ? કોરી ભવિતવ્યતાને પકડીને તમે, તમારા ધર્મપુરૂષાર્થની ભૂલે-ચૂકે પણ ઉપેક્ષા કરનારા બની જવા પામો નહિ, એ માટે આ વાત તરફ પણ તમારૂં ધ્યાન દોરવામાં આવે છે.

## નિમિત્તોનું સર્જન :

સારી કે નરસી ભવિતવ્યતા, કાર્ય રૂપે પરિણત થવાને માટે, તથાવિધ નિમિત્તોની અપેક્ષા તો રાખે જ છે. એટલે, જેઓને પોતાની ભવિતવ્યતા કેવી છે, એની ખબર હોય નહિ, એવાઓએ તો ખાસ કરીને તેવાં નિમિત્તોના સર્જનમાં પ્રયત્નશીલ બન્યા રહેવું જોઈએ, કે જે નિમિત્તો સારી ભવિતવ્યતાને કાર્ય રૂપે પરિણમન પામવામાં નિમિત્ત બનવાની યોગ્યતાવાળાં હોય. તમને, તમારી ભવિતવ્યતા અસુન્દર હોય-એ ગમે છે ? કે, તમારી ભવિતવ્યતા સુન્દર હોય-એ ગમે છે ? સૌને, પોતાની ભવિતવ્યતા સુન્દર હોય, એ જ ગમે ને ? સામાન્ય રીતિએ તો એમ જ કહેવાય ! ત્યારે, જેઓને પોતાની ભવિતવ્યતા સુન્દર હોય-

એ જ ગમતું હોય, તેમણે શું કરવું જોઇએ ? જે જે નિમિત્તો દ્વારા એ સુન્દર ભવિતવ્યતા કાર્યંગત નીવડવી સંભવિત હોય, તે તે નિમિત્તોને ખડાં કરવાનો પ્રયત્ન તેમણે કર્યા કરવો જોઈએ ને ? નહિ તો, ભવિતવ્યતાના પ્રાબલ્યને જાણનારા જ્ઞાની મહાપુરૂષોએ, ધર્મપુરૂષાર્થના સેવનમાં રત બન્યા રહેવાનો જીવોને ઉપદેશ જ શું કામ આપ્યો હોત ? ભવિતવ્યતા જેવી હોય તેવી ખરી, પણ આપણે તો સુન્દર ભવિતવ્યતાને ચાહનારા છીએ ને ? અને એથી, સુન્દર ભવિતવ્યતાને કાર્ય રૂપે પરિણમન પમાડનારાં નિમિત્તોના સર્જન તરફ જ, આપણું લક્ષ્ય હોવું જોઇએ ને ?

ભવિતવ્યતા :

આપણા પ્રયત્નમાં જ્યારે આપણે નિષ્ફળ જ નીવડીએ, ત્યારે આપણે જરૂર વિચાર કરીએ કે-'ભવિતવ્યતા આવા જ પ્રકારની હશે!' પણ, એવો વિચાર કરીને પણ કરવાનું શું ? એવા વિચાર દ્વારા હતાશ બનતાં અટકવાનું, દુર્ધ્યાનથી બચવાનુ અને તેની સાથે શક્ય એટલા ધર્મપુરૂષાર્થને સેવવાને માટે ઉત્સાહિત બનવાનું; કારણ કે-નિષ્ફળતા આપ્યા પછીથી પણ, સફળતાને દેનારી ભવિતવ્યતા છે કે નહિ, તેની માહિતી આપણને તો છે જ નહિ. કદાચ એવી પણ ભવિતવ્યતા હોય કે-એક વાર કારમી નિષ્ફળતા દીધા બાદ જ સફળતાને પમાડે! જેમ ચણ્ડકૌશિકની ભવિતવ્યતા. શ્રમણધર્મનું ઘણી જ ઉત્તમ કોટિનું આરાધન ચાલુ હતું, એમાં ભવિતવ્યતાએ ધક્કો મારી દીધો ને ? ધક્કો મારીને,

કેટલી બધી દુર્દશા કરી નાંખી ? પણ, તે પછી સારૂં થવાની ભવિતવ્યતા હતી, તો ભગવાનના ધ્યાનમાં એ જીવ ઉપર ઉપકાર કરવાનું આવ્યુ ને ? અને, એ જીવે ઉત્તમ પ્રકારના સંયમને ગોભદ્રના ભવમાં આરાધ્યુ હતું, તો ભગવાન એને એની એ આરાધનાની યાદ આપી શકયા ને ? શ્રમણ-પણાની યાદ આપીને, ભગવાને, એ જીવને એ જીવે કરેલી શ્રમણપણાની વિરાધનાની પણ યાદ આપી અને કોપે તારૂ કેવું અનિષ્ટ કર્યું છે–તેનો પણ ખ્યાલ આપ્યો. મૂળમાં જ કાંઈ હોત નહિ, તો ભગવાન શું યાદ આપત ? અને, એ વિના, એ જીવને જાતિસ્મરણ જ્ઞાન પ્રગટતાં આરાધનાનો જે ઉલ્લાસ પ્રગટ્યો, તે ઉલ્લાસ પ્રગટત પણ શી રીતિએ ?

**શ્રી વલ્કલચીરી :**

જે જે જીવોને જાતિસ્મરણ જ્ઞાન થાય, તે તે જીવોને શાસનની આરાધના કરવાનું જ મન થાય, એવો નિયમ નથી. જાતિસ્મરણ જ્ઞાનના યોગે પૂર્વભવનો વૃત્તાન્ત જાણ-વામા આવતાં, વૈરભાવાદિ દુર્ભાવો ઉછાળા મારવા માંડે, એવું પણ બને. પૂર્વભવની યાદ, નરકના જીવોને તો ખૂબ ખૂબ લહાવે છે. એટલે, જાતિસ્મરણ જ્ઞાનની પ્રાપ્તિ લાભકારી બને, એ માટે પણ સુન્દર નિમિત્ત જોઈએ.

મહાત્મા શ્રી વલ્કલચીરીનો પ્રસંગ તમને યાદ છે ? એમને થયેલું જાતિસ્મરણ જ્ઞાન, પરંપરાએ, એમને કેવલ જ્ઞાનને પમાડનારૂં પણ નીવડ્યું; પરન્તુ એમાં ય નિમિત્ત તો, એમણે પૂર્વભવે શ્રમણપણાની જે આરાધના કરેલી,

તેની યાદ જ બની હતી.

તદ્દભવમુક્તિગામી એવા એ પુણ્યાત્માનો જન્મ, રાજરાણીની કુક્ષિથી થયો હતો; પરન્તુ, તે સમયે તેમની માતા, વનમાં તાપસના આશ્રમમાં, તાપસ બનેલા પોતાના પતિની સાથે વસતી હતી; અને એથી, રાજરાણીની કુક્ષિમાં આવવા છતાં પણ, એ જીવનો જન્મ, વનમાં આવેલી ઝુંપડીમાં થવા પામ્યો હતો. કર્મની ગતિ કેવી ગહન હોય છે, એ કાંઈ તમારાથી સર્વથા અજાણ્યું થોડું જ છે? તમે તો ભણ્યા ય હશો અને ભણ્યા નહિ હો તો સાંભળ્યું ય હશે અને તમને કર્મની ગતિની વિષમતાનો અનુભવ તો ચાલુ જ છે.

શ્રી વલ્કલચીરીનાં માતા–પિતા, મિથ્યાદૃષ્ટિ હોવા છતાં પણ, આર્ય દેશના જે સુન્દર સંસ્કારો, તેની સુન્દર છાયાને પામેલાં હતાં. આથી, એક વાર બન્યું એવું કે–રાણી પોતે જ જ્યારે રાજાના માથાના વાળોનું સંમાર્જન કરી રહી હતી, ત્યારે તેણીની નજર રાજાના માથામાં ઉગેલા એક ધોળા વાળ ઉપર પડી; અને, એ ધોળા વાળને જોતાંની સાથે જ, તેણીએ, પોતાના પતિને કહ્યું કે–'મહારાજ! દૂત આવ્યો.'

રાજાએ ખૂલાસો પૂછતાં, રાણીએ પેલો ધોળો વાળ રાજાને બતાવ્યો. રાણીએ રાજાના માથાના ધોળા વાળને મૃત્યુના દૂત તરીકે ઓળખાવ્યો. આમાં પણ આર્ય સંસ્કારોની છાયા રહેલી છે ને?

રાણીએ બતાવેલા ધોળા વાળને જોતાં, રાજા સોમ-

ચન્દ્ર પણ એકદમ સચિન્ત બની ગયા. એમને એમ થઈ ગયું કે–' હું આટલી બધી મોટી અવસ્થાવાળો થયો, તે છતાં પણ હજુ હું રાજગાદીએ બેસી રહ્યો છું ? અને, હજુ પણ હું વિષયાસક્ત જ બની રહ્યો છું ! મારા પૂર્વજો તો, સફેદ વાળ આવતાં પહેલાં જ, રાજગાદીને અને ગૃહવાસને તજીને વનમાં ચાલ્યા ગયા છે ! '

ધારિણી રાણીએ પણ, રાજાના આ સચિન્ત સૂરમાં સૂર પૂરાવ્યો. રાજાના રાજ્યત્યાગના વિચારને રાણીએ ઢીલો પાડયો નહિ; પરન્તુ પોતે ય રાજાની સાથીદાર બની રહે-વાને તૈયાર થઈ ગઈ.

રાજાને પુત્ર તો હતો, પરન્તુ તે બહુ જ નાની ઉમ્મરનો હતો; એથી, રાજાને પહેલાં તો એમ થયું કે–' આવા નાનાને રાજગાદી સોંપીને વનવાસ કરવાને જવાય શી રીતિએ ? વનવાસ સ્વીકારતાં, રાજ્યનું પણ શું થાય અને પુત્રનુ પણ શું થાય ? ' પરન્તુ બીજી જ પળે રાજાએ નિર્ણય કરી લીધો કે–' જેણે વ્રતનો સ્વીકાર કરવો હોય, તેણે આવી ચિન્તામાં અટવાઇ જવાનું હોય નહિ ! માટે, નાની ઉમ્મરના પણ પુત્રને રાજગાદી ઉપર સ્થાપિત કરીને, મારે વનવાસે ચાલ્યા જવું '

રાજાના આ નિર્ણયને રાણીએ વધાવી લીધો. એ વખતે રાણી પોતે સગર્ભા હતી. તેમ છતાં પણ, રાજાની સાથે જ વનવાસનો સ્વીકાર કરવાને અને વનમાં રહીને રાજાની સેવા–સુશ્રૂષા કરવાને તેણી તૈયાર થઈ ગઈ. પોતાના નાના

પુત્રની સાથે મહેલમાં રહેવાનું પસંદ કરવાને બદલે પોતાના પતિની સાથે વનમાં રહેવાનું, તેણીએ પસંદ કર્યું.

વનમાં સાથે ચાલવાનો રાણીએ એટલો બધો આગ્રહ દર્શાવ્યો કે-રાજા પણ આખર રાણીના અભિપ્રાયમાં સમ્મત થયા. રાજા સોમચન્દ્ર, પોતાના બાળ વયના પુત્ર રાજકુમાર પ્રસન્નચન્દ્રનો રાજગાદી ઉપર અભિષેક કરીને, રાણી ધારિણીની સાથે વનવાસ કરવાને નીકળી ગયા.

વનમાં આવ્યા બાદ, સગર્ભા એવી રાણીએ, પુત્રને જન્મ આપ્યો. રાણીની કુક્ષિથી જન્મવા છતાંય, વનમાં વસ્ત્રો ક્યાંથી હોય ? એને, વલ્કલ એટલે છાલથી વિંટળાએલો જ રાખવો પડતો હતો; અને તેથી સોમચન્દ્રે એનું 'વલ્કલચીરી' એવું નામ સ્થાપિત કર્યું.

શ્રી વલ્કલચીરી કાંઇક સમજણા થાય, તે પહેલાં તો તેમની માતા ધારિણી પણ મૃત્યુ પામી અને ધારિણીની સાથે જે એક દાસી આવી હતી, તે ય મૃત્યુ પામી. આથી, સોમચન્દ્ર તેમને ઉછેરીને મોટા કર્યા. શ્રી વલ્કલચીરીએ બાલપણથી જ પોતાના પિતા તાપસની સાથે દુસ્તપ એવા તપને તપવા માંડ્યું.

શ્રી વલ્કલચીરી યૌવનાવસ્થાને પામ્યા, ત્યાં સુધી તેમને એટલી પણ ખબર નથી પડી કે-સંસારમાં સ્ત્રીઓનું પણ અસ્તિત્વ હોય છે. એટલે, સ્ત્રીઓ કેવી હોય, તે તો એ જાણે જ શાના ? એ તો એમ જ સમજે છે કે-જગતમાં મનુષ્ય તરીકે તો માત્ર તાપસોનો જ નિવાસ છે.

અને એથી શ્રી વલ્કલચીરી જે કોઈ પણ સ્ત્રી-પુરૂષને જુએ છે, તે સર્વને તાપસ જ માની લે છે અને તાપસ તરીકે જ તે સ્ત્રી-પુરૂષને સંબોધે છે.

આમ દિવસો વીતતા જાય છે એવામાં એક એવો પ્રસંગ બની જાય છે કે-એ પ્રસંગ જાણે કે શ્રી વલ્કલ-ચીરીના ભોગફળ કર્મને ખપી જવાને માટે જ બનવા પામ્યો હોય, એવી કલ્પના થઈ શકે.

જે પ્રસન્નચન્દ્ર રાજકુમારને રાજગાદી ઉપર સ્થાપિત કરીને રાજા સોમચંદ્ર વનવાસે આવીને તાપસ બન્યા હતા, તે પ્રસન્નચન્દ્ર રાજાને એક વાર પોતાના નાના ભાઈનો વિચાર આવે છે. રાજાને એમ થઈ જાય છે કે-'હું અહીંયાં આ રીતિએ સુખ ભોગવું અને મારો નાનો ભાઈ વનમાં દુઃખ વેઠે?' આ વિચારને વશ બનેલા રાજાને ચેન પડતું નથી અને હરકોઈ ઉપાયે તે શ્રી વલ્કલચીરીને નગરમાં લાવવાને ઈચ્છે છે.

પોતાની આ ઈચ્છાને સફળ કરવાને માટે, રાજા પ્રસન્નચન્દ્ર, ચતુર વેશ્યાઓને વનમાં મોકલે છે અને તે વેશ્યાઓ વનમાં જઈને શ્રી વલ્કલચીરીને મળે છે. શ્રી વલ્કલચીરી તો એ વેશ્યાઓને પણ તાપસો તરીકે જ કલ્પી લે છે, પણ વેશ્યાઓ શ્રી વલ્કલચીરીના દિલમાં મધુર ફળો આદિના બહાને, નગરમાં આવવાનું અજબ જેવું આકર્ષણ જમાવે છે.

આ પ્રસંગ લાંબો છે. પણ તેની અહીં જરૂર નથી,

એટલે એ વાતને છોડી દઈએ છીએ. બહુ વિચિત્ર રીતિએ શ્રી વલ્કલચીરી એ જ નગરમાં આવી પહોંચે છે અને રાજા પ્રસન્નચન્દ્ર અચાનક જ શ્રી વલ્કલચીરીને પ્રાપ્ત કરે છે.

પછી તો, રાજા પ્રસન્નચન્દ્ર, શ્રી વલ્કલચીરીને વ્યવહારકુશળ બનાવીને, ભોગસુખની સામગ્રીમાં એવા અટવાવી દે છે કે–એ ભોગસુખના ભોગવટામાં બાર બાર વર્ષો વહી જાય છે, ત્યાં સુધી તો શ્રી વલ્કલચીરીને બીજો કોઈ ખ્યાલ જ આવતો નથી.

તે પછીથી, કોઇ એક વખતે મધ્યરાત્રિએ શ્રી વલ્કલચીરી જાગી જાય છે અને તે વખતે તેમને પોતાનો વનવાસ યાદ આવે છે તથા પોતાના પિતાની યાદ તાજી થાય છે એથી, પોતાના પિતાને વૃદ્ધાવસ્થામાં કેટકેટલાં કષ્ટો સહવાં પડતાં હશે, તેની તેમને કલ્પના આવી અને ' પોતે વિષયસુખોનો કીડો બન્યો '–એમ પણ તેમને થઈ ગયું.

શ્રી વલ્કલચીરીએ એ રાત્રિનો બાકીનો ભાગ તો માંડ માંડ પસાર કર્યો. પ્રભાત થતાંની સાથે, તે, રાજા પ્રસન્નચન્દ્રની પાસે પહોંચી ગયા અને પિતાની પાસે જવાની આજ્ઞા માગી. રાજા પ્રસન્નચન્દ્ર પણ સાથે જ આવવાને તૈયાર થઇ ગયા.

આમ બન્ને ય ભાઈઓ, વનમાં, જ્યાં પોતાના પિતા સોમચન્દ્ર તાપસનો આશ્રમ હતો, ત્યાં પહોંચી ગયા. સોમચન્દ્ર તો શ્રી વલ્કલચીરીના વિરહથી રડતે રડતે અન્ધ બની ગયા હતા, પણ આટલે લાંબે ગાળે શ્રી વલ્કલચીરી

પાછા ફર્યાનું જાણીને બધા શોકને તે વિસરી ગયા. એમના આનન્દની કોઈ સીમા રહી નહિ. અત્યન્ત આનન્દને લીધે, એમની આંખોમાં હર્ષનાં એવાં તો ઉષ્ણ અશ્રુઓ ઉભરાયાં, કે જે અશ્રુઓએ એમના અન્ધત્વને ટાળી દીધું.

પછી, શ્રી વલ્કલચીરી અંદરની ઝુંપડીમાં ગયા. અંદરની ઝુંપડીમાં જઈને શ્રી વલ્કલચીરી જુએ છે, તો બધાં તાપસભાણ્ડો ઉપર ધૂળનો ઢેર બાઝી ગયો હતો. આ જોઈને, એ તાપસભાણ્ડો પ્રત્યેની એમની મમતા ઉભરાઈ જવા પામી.

અત્યારે તો એ કિંમતી વસ્ત્રો પહેરીને આવ્યા છે, છતાં પણ એ ભાણ્ડોને સાફ કરવાને માટે શ્રી વલ્કલચીરી બેસી ગયા. શ્રી વલ્કલચીરીએ, પોતાના ખેસના છેડાથી એ તાપસભાણ્ડો ઉપરની ધૂળને દૂર કરવા માંડી.

એ વખતે, શ્રી વલ્કલચીરીને એવો વિચાર આવ્યો-કે–'પૂર્વે ક્યાંક પણ મેં, મુનિઓનાં પાત્રોનું, પાત્રકેસરિકા નામ પુંજણી દ્વારા પ્રતિલેખન કર્યું હશે ખરૂં ?'

ક્રિયાની કાંઈક સમાનતાને લીધે, શ્રી વલ્કલચીરીને-આવો વિચાર આવ્યો. આ વિચારને લઈને, એ, પોતાના મનમાં ને મનમાં ઉહાપોહ કરવા લાગ્યા કે–'ક્યાં મેં આ રીતિએ પુંજણી દ્વારા મુનિપાત્રોનું પ્રતિલેખન કર્યું હશે ?' અને, એ ઉહાપોહમાંથી એમને જાતિસ્મરણ જ્ઞાન-પ્રગટ થયુ.

જાતિસ્મરણ જ્ઞાન પ્રગટ્યું, એટલે શ્રી વલ્કલચીરીએ,

પોતાના દેવ તથા મનુષ્ય સંબંધી જે છેલ્લા કેટલાક પૂર્વભવો, તે ભવોના પોતાના વૃત્તાન્તને, ગઈ કાલની ઘટનાઓની જેમ જાણ્યો. એમણે પૂર્વભવમાં શ્રમણપણાનું જે પાલન કર્યું હતું, તેને ખાસ સંભાર્યું અને એથી શ્રી વલ્કલચીરી પરમ વૈરાગ્યને પામ્યા.

પરમ વૈરાગ્યને પામેલા શ્રી વલ્કલચીરી, એ ઝુંપડીમાં એ જ ઠેકાણે બેઠે બેઠે, ધ્યાનારૂઢ બની ગયા. ધર્મ-ધ્યાનની અવસ્થાથી આગળ વધીને, તેઓ શુક્લ ધ્યાનારૂઢ બની ગયા. એમ શુક્લ ધ્યાનારૂઢ બનતાં, મહાત્મા શ્રી વલ્કલચીરી, પોતાનાં ચારેય ઘાતી કર્મોને સંપૂર્ણપણે ક્ષીણ કરી નાંખનારા બની ગયા અને ચાર ઘાતી કર્મો સર્વથા ક્ષીણ થઈ જતાંની સાથે જ, શ્રી વલ્કલચીરી, રાગ-દ્વેષનો સમૂલ ક્ષય સાધીને, પોતાના કેવલજ્ઞાન ગુણને પ્રગટાવનારા બન્યા.

<u>શ્રમણપણાની આરાધનાની યાદ:</u>

પૂર્વભવમાં આરાધેલા શ્રમણપણાની યાદમાંથી જ વૈરાગ્ય પ્રગટ્યો, એનો તમને ખ્યાલ આવ્યો ને ? જાતિસ્મરણ જ્ઞાન તો થયું, પણ પૂર્વે શ્રમણપણાને આરાધેલું ન હોત, તો પરમ વૈરાગ્ય પ્રગટત ખરો ? અથવા તો, શ્રી વલ્કલચીરીને માટે તો એમ પણ કહી શકાય કે-એ મહાત્માએ પૂર્વભવે જો શ્રમણપણાનું આરાધન કરેલું ન હોત, તો એમને જાતિસ્મરણ જ્ઞાન થવા પામત નહિ. કારણ કે-મુનિપાત્રોના પડિલેહણ સંબંધી વિચારણાના ઉહાપોહમાંથી જ શ્રી વલ્કલચીરીને જાતિસ્મરણ જ્ઞાન થયું હતું.

એટલે, સારી ભવિતવ્યતાની અભિલાષાવાળાઓએ, પોતાની સારી ભવિતવ્યતાના કાર્ય રૂપે પરિણામ પામી શકે—એવાં નિમિત્તોના સર્જનમાં, કદી પણ ઉપેક્ષાશીલ અગર પ્રમાદ-શીલ નહિ જ બનવું જોઈએ; અને, તેમાં નિષ્ફળતા સાંપડે તો પણ, હતાશ બન્યા વિના, પોતાના એ પ્રયત્નને જારી રાખવો જોઈએ.

## ચણ્ડકૌશિકનો જીવ પરમ ભાગ્યશાળી :

ભગવાને, ચણ્ડકૌશિક સર્પને, તેના પૂર્વભવના શ્રમ-ણપણાની અને તેણે કોપવશ કરેલી શ્રમણપણાની વિરાધ-નાની યાદ આપી તથા કોપથી થયેલી દુર્દશાને જણાવીને કોપને તજવાની આવશ્યકતા વર્ણવી. એ બધાને સાંભળીને, પોતાના પૂર્વાનુભૂતનો ઉહાપોહ પૂર્વકનો વિચાર કરતે કરતે, એ જીવને જાતિસ્મરણ જ્ઞાન થયું. જાતિસ્મરણ જ્ઞાન થતાં, તેણે પોતાના પૂર્વાનુષ્ઠિત તપશ્ચરણને તથા શ્રામણ્યપાલન વગેરેને જોયું તેમ જ પોતે કરેલી શ્રમણપણાની વિરાધનાના ફળને પણ જોયું અને જાણ્યું. એથી, એનામાં વિવેકગુણ પ્રગટ્યો. એનામાં વિવેકગુણ પ્રગટ થયો, એથી એનામાં ધર્મપરિણામ સારી રીતિએ ઉલ્લસિત થયો અને પાપ પ્રત્યે એનામાં દુગંછાનો ભાવ જન્મ્યો. આના યોગે, તે, પોતાના શેષ જીવનને સુધારી લઈને, પોતાના મરણને સુધારી લેવાને તત્પર બની ગયો. ભગવાનને તેણે પ્રદક્ષિણા દેવા પૂર્વક પરમ ભક્તિથી વન્દન કર્યું અને તેણે અનશન આદર્યું. એ વખતનો પણ, ભગવાનનો અને ભવ્યાત્મા

ચણ્ડકૌશિકનો યોગ, આનન્દ ઉપજાવે એવો છે. ભવ્યાત્મા ચણ્ડકૌશિક પ્રતિબોધ પામ્યો છે અને એણે અનશન આદર્યું છે, એમ જાણવા છતાં પણ, ભગવાન ત્યાંથી વિહાર કરી જતા નથી. ચણ્ડકૌશિક પ્રત્યેની અનુકંપાથી; ચણ્ડકૌશિકનુ પ્રતિપાલન કરવાને માટે, ભગવાન એ જ સ્થળે વધુ સમયને માટે રોકાય છે, અને, કાઉસ્સગ્ગધ્યાને રહ્યા થકા ભગવાન, એ ચણ્ડકૌશિકનું પ્રતિપાલન કરે છે. ચણ્ડકૌશિકના જીવની ભવિતવ્યતા તો જુઓ! ખૂદ ભગવાન એના પ્રત્યેની અનુકંપાથી જ ત્યાં વધુ રોકાય અને એનું પ્રતિપાલન કરે, એ ઓછી વાત છે? ભગવાનની સાથે આવો એકતરફી લાભનો યોગ તો, કોઈક પરમ ભાગ્યશાળી જીવને જ પ્રાપ્ત થાય ને?

<u>પ્રતિબોધ પમાડવાના જેવો કોઈ ઉપકાર નથી:</u>

આપણે જોઈ આવ્યા છીએ કે-ચણ્ડકૌશિક સર્પે અનશનનો આદર કરી લીધા પછીથી, પોતાના મસ્તકને બીલમાં નાંખી દીધુ અને પોતાના શરીરના શેષ ભાગને બીલની બહાર પ્રગટપણે રહેવા દીધો. એક વખતના એ મહા હિંસકને એમ થઇ ગયું કે-'હવે મારાથી એક પણ જીવ, ભૂલે-ચૂકે પણ, મરવો જોઈએ નહિ. કોઈ પણ પ્રકારે રોષવશે કરીને મારા નયનના અગ્નિથી કોઇનો પણ પ્રાણનાશ થઈ જવા પામે નહિ, એ માટે મારે મારા મસ્તકને બીલમાં નાંખી દઈને આરાધના કરવી, એ જ ઉચિત છે.' પ્રતિબોધ પામ્યા પછીથી, જીવના પરિણામોમાં કેવું મોટું

પરિવર્તન આવી જવા પામે છે? એટલા જ માટે, પ્રતિબોધ પમાડવાનો જે ઉપકાર છે, એના જેવો ઉપકાર આ જગતમાં બીજો કોઈ નથી. પ્રતિબોધ પમાડવાથી, જે કોઈ જીવ પ્રતિબોધ પામે, એ જીવ માત્ર ઉપર જ ઉપકાર થાય છે—એમ પણ નથી, કારણ કે—એ ઉપકાર વિસ્તરીને જગતભરના જીવો સુધી પણ પહોંચી જાય છે. એનું કારણ એ છે કે—પ્રતિબોધ પામનારો જીવ, હિંસક મટીને, પરિણામે, સર્વ જીવોનો રક્ષક બની જાય છે. જગતના જીવો એ જીવ દ્વારા જે ઉપદ્રવને પામતા હતા, તે ઉપદ્રવને પામવાનો છેવટ સંભવ પણ રહેતો નથી. જે જીવ પ્રતિબોધ પામે છે, તે જીવનું કલ્યાણ ક્ષણિક અગર તો એક ભવ પૂરતું જ નથી થતું; પરન્તુ પરિણામે એ જીવ સંસારમાં રહે ત્યાં સુધી ય, સુખસમાધિને ભોગવનારો બને છે અને અન્તે મોક્ષને પામીને, એ જીવ, શાશ્વત કાળને માટે, દુઃખના એક લેશથી પણ રહિત એવા સંપૂર્ણ કોટિના સુખને ભોગવનારો બને છે જે જીવ એક વાર પ્રતિબોધ પામ્યો, તે નિયમા અર્ધપુદ્ગલપરાવર્ત્તથી પણ ન્યૂન કાળમાં મોક્ષને પામવાનો જ. આથી, પ્રતિબોધ પમાડવાના ઉપકારના જેવો તો, જગતમાં અન્ય કોઈ પણ ઉપકાર છે જ નહિ.

## પરમ વૈરાગ્યથી આવૃત્ત મતિવાળા ચણ્ડકૌશિક સર્પે કરેલી વિચારણા:

હવે આપણે એ જોઈએ કે—ચણ્ડકૌશિક સર્પે પોતાના અનશનના કાળ દરમ્યાનમાં, કેવા પ્રકારની વિચારણા કરી

હતી ? હવે તો એ પ્રતિબોધ પામી ગયો હતો અને એથી એની મતિ પરમ વૈરાગ્યથી પ્રવૃત્ત થઈ જવા પામી હતી; એટલે એ સર્પે એવા વિચારો કર્યા કે-'ગુણો રૂપી જે રત્નો, તે રત્નોને માટે સાગર એવા ગુરૂની સાથે, કેવા પ્રકારે પૂર્વે મારો સંગમ થયો ? એ પછીથી, કેવા પ્રકારે મેં, પૂર્વે મને પ્રાપ્ત નહિ થયેલા એવા પ્રવ્રજ્યારત્નને પ્રાપ્ત કર્યું ? અથવા, પ્રવ્રજ્યારત્નને પ્રાપ્ત કર્યા પછીથી પણ, અમૃતની માફક જ સઘળા ય દોષો રૂપી જે અગ્નિ, તે અગ્નિને વિશેષે કરીને બુઝાવી નાંખવાને સમર્થ એવા અને વિચિત્ર નયો તથા ભંગોને કારણે મુશીબતે જાણી શકાય એવા શ્રુતને હું કેવા પ્રકારે સારી રીતિએ ભણ્યો ? વળી મેં, ચિરકાળને માટે માસખમણું આદિ દુષ્કર એવા પણ તપને કેવા પ્રકારે આચર્યું ? તેમ જ, દુર્ધર એવા બ્રહ્મચર્યનુ પણ પાલન મેં નિષ્કલંકપણે કેવા પ્રકારે કર્યું ? અને, અન્તે જતાં, ક્ષણ માત્રના તીવ્ર કોપના પ્રભાવે કરીને, મારૂ આ સઘળું ય કેવા પ્રકારે વિફળપણાને પામી ગયું ? હા ! હુ મુગ્ધ, મન્દ ભાગ્યવાળો છું ! અત્યારે તો હું પ્રકૃતિએ કરીને જ ભીષણ એવા ભુજંગભાવને પામેલો છું; એટલે હું હતાશ થઈ ગયેલો છું, કારણ કે-હાલ હું મુનિધર્મને માટે અયોગ્ય છું; તો પછી, હવે હું કયો ઉપાય આદરૂં ? હા !, પાપી જીવ ! તે વખતે શિરલોચાદિક વિવિધ કષ્ટોને જો તેં સહન કર્યાં, તો પછી તે વખતે તેં ક્ષુલ્લકના વચનને પણ કેમ સહન કર્યું નહિ ? તેં વખતે, હે મૂઢ ! તેં આવા પ્રકારે તારા પોતાના જ માથામાં અગ્નિને

શું કરવાને સળગાવ્યો ? સુખનો કામી એવો આત્મા, શું પોતે પોતાના આત્માને જ હણતો હશે ? '

આ પ્રકારની વિચારણા દ્વારા, એ સર્પનો જીવ, ઉત્તરોત્તર વૃદ્ધિને પામતા વૈરાગ્યના માર્ગમાં લાગી ગયો થકો અને અહંકારથી મુક્ત બની ગયો થકો, પોતાના અંગને સારી રીતિએ સંલીન કરી લઈને, મડદાની માફક સ્થિર થઈ રહ્યો.

ચણ્ડકૌશિક જેવો ક્રોધી સર્પ, એક મૃતકની માફક શાન્ત ને સ્થિર બની જાય, એ એના પરમ વૈરાગ્યના પણ ઉત્તરોત્તર ચઢતા પરિણામો વિના, બને જ નહિ ને ?

## ચણ્ડકૌશિક હતાશ કેમ થયો ?

ચણ્ડકૌશિકે જે વિચારણા કરી, તેમાં, તેના મનનો જે ભાવ, તે બહુ સ્પષ્ટ થઈ જાય છે. ભગવાને પ્રતિબોધ પમાડેલો એ જીવ, સર્વવિરતિની લાલસાવાળો બની ગયો હતો. એને એમ થઈ ગયું હતું કે–' ખરેખર, મારી સઘળી જ આશાઓ હણાઈ જવા પામેલી છે, કારણ કે–હું મુનિધર્મને પામવાને અને પાળવાને માટે અત્યારે અયોગ્ય છુ; અને મારી એ અયોગ્યતાનું કારણ એ છે કે–અત્યારે સ્વભાવે કરીને જ ભીષણ એવા ભુજગંભાવને હું પામેલો છું.' એટલે, ચણ્ડકૌશિક જો અત્યારે મનુષ્યભાવમાં હોત, તો એ જીવ મુનિધર્મને સ્વીકાર્યા વિના રહેત નહિ એ સમજી ગયો હતો કે–મુનિધર્મને પામ્યા વિના જીવની આશાઓ ફળે, એ શક્ય જ નથી મુનિધર્મનો પરિણામ, તિર્ય-

ચોમાં પેદા થઈ શકતો જ નથી. મુનિધર્મનો પરિણામ જો પેદા થઈ શકે, તો તે મનુષ્યોમાં જ થઈ શકે આથી જ, એ ચણ્ડકૌશિકને ચિન્તા થઇ પડી કે-'મુનિધર્મને માટે અયોગ્ય એવો હું, કયા ઉપાયને આદરૂં? કે જે ઉપાયને આદરવાના યોગે મારી આશા સફળ બની શકે?' ત્યારે, એ વિચારો કે-એ-સર્પના મનમાં કયી અભિલાષા હશે? કર્મનિર્જરાને સાધવા દ્વારા મોક્ષને પામવાની એની અભિલાષા, કેટલી બધી તીવ્ર હશે? કે જેને લઈને, પોતે મુનિધર્મને અયોગ્ય હોવાના કારણે, પોતાને હતાશ થઈ ગયેલો માને?

## 'હું ક્યારે મુનિધર્મને સેવનારો બનીશ?'-એવું કોઈ વારેય થયું છે?

ચણ્ડકૌશિકે કરેલી વિચારણાને સાંભળતાં, આ વાત તમારા ધ્યાનમાં આવી ખરી? સર્પ જેવાને પણ પ્રતિબોધ પામતાં મુનિધર્મને આચરવાની ભાવના થઈ, જ્યારે તમને મુનિધર્મને આચરવાનો મનોરથ પણ થાય છે ખરો? મુનિધર્મનો પરિણામ જો પ્રગટે, તો તે મનુષ્યમાં જ પ્રગટી શકે છે અને તમે મનુષ્ય છો; આ બે વાતોને ભેગી કરીને, તમે તમારી અવસ્થાનો વિચાર તો કરો! મનુષ્યભાવની વાસ્તવિક કોટિની સફળતા, મુનિધર્મના પરિણામને અંગે ગણાય. જે કલ્યાણકારી વસ્તુ અન્ય કોઈ પણ ભવમાં ઉપલબ્ધ થવી એ અશક્ય હોય અને, મનુષ્યભાવમા જ જે કલ્યાણકારી વસ્તુ ઉપલબ્ધ થવી એ શક્ય હોય, એવી

વસ્તુના આધારે જ, અન્યાન્ય ગતિઓના ભાવોના કરતાં મનુષ્યભાવનું કિંમતીપણું ગણાય ને? આ વાતથી, તમને એમ થાય છે ખરૂ કે-'મનુષ્યભાવને પામવા છતાં પણ, હજુ પણ અમે, આ ભવમાં જે પામવા જેવું છે, તેને પામ્યા નથી!?' અને એ નથી પમાયું, એનું તમારા મનમાં દુઃખેય છે ખરૂં? 'ક્યારે હું મુનિધર્મને સેવનારો બનીશ?'-આવી કોઈ ચિન્તા તમારા મનમાં જન્મી હોય અને એથી તમે ચણ્ડકૌશિકની જેમ પણ તમારા અવિરતિના ઉદયને કારણે હતાશ થઈ ગયા હો, એવું કોઈ વારેય બન્યું છે ખરૂ?

દુઃખનાં ને દુર્ગતિનાં જેટલાં કારણો, એ કારણોમાં આત્માનો રસ એ ભાવમરણ છેઃ

ચણ્ડકૌશિક સર્પે એવા ભાવનો વિચાર પણ કર્યો છે કે-પોતે સુખનો કામી હોવા છતાં પણ, જે કોઈ આત્મા પોતે જ પોતાના આત્માને હણે, તે મૂઢ છે. હોય સુખનો કામી અને હણે પોતાના આત્માને જ, આવું તો મૂઢ સિવાય કોણ કરે? પણ, આ સંસારમાં આવા મૂઢ જીવો કેટલાક મળે?

સ૦ અમે જ એમાંના છીએ ને?

આટલો ખ્યાલ પણ જો આવી જાય અને આટલો ખ્યાલ પણ જો સદાને માટે જીવન્ત બન્યો રહે, તો પણ તમને કેટલો બધો લાભ થઈ જાય? પોતાના આત્માને

પોતે હણવો, એનો અર્થ શો છે? આત્માતે કદી હણાતો હશે? આમ તો આત્મા અવિનાશી જ છે; અને, આત્મા અવિનાશી છે, માટે તો મોક્ષનો પ્રયત્ન કરવાની જરૂર છે. આત્મા જો વિનાશી જ હોત, તો મોક્ષનો પ્રયત્ન નિરર્થક જ નીવડત. આત્મા અવિનાશી છે, છતાંય મોક્ષનો પ્રયત્ન કરવાની જરૂર છે, તો મોક્ષનો પ્રયત્ન કરવાની જરૂર કયા કારણે છે-? આત્મા અપેક્ષાએ વિનાશી પણ છે એથી! દુઃખનાં ને દુર્ગતિનાં જેટલાં કારણો, એ કારણોમાં આત્માનો રસ, એ આત્માનુ મોટું ભાવમરણ છે. ભાવમરણ, એ જ દ્રવ્ય મરણોની પરંપરાનું કારણ છે. પાપના રસવાળો આત્મા, કામ-ક્રોધાદિ આન્તર શત્રુઓને આધીન બનેલો આત્મા, વિષયસુખ આદિમાં આસક્ત આત્મા; ભાવમરણનો ભોગ બન્યા જ કરે છે. આ બધું આત્માનું હનન છે. સુખના કામી આત્માએ તો, પોતાના આત્માને આ રીતિએ હણતાં અટકી જવું જ જોઈએ. આત્મા આમ હણાય અને સુખની કામના સફળ થાય, એ બને જ શી રીતિએ? આત્મા હણાય, એટલે સુખની કામના પણ હણાય જ. આ વાતને જે કોઇ સમજે નહિ અને આત્માને આ પ્રકારે હણવાની પ્રવૃત્તિઓથી વિરામ પામવાને જે ઇચ્છે નહિ, તે દુનિયામાં ચાહે તેટલો શાણો પણ ગણાતો હોય, તો પણ જ્ઞાનિઓની દૃષ્ટિએ તો તે મૂઢ જ છે. એક સર્પે કરેલી વિચારણાના શ્રવણ દ્વારા પણ તમે તમારા આત્માને હણતાં અટકો તો સારૂં-એમ થયું, એટલે આ વાત તરફ તમારૂં લક્ષ્ય દોર્યું.

## દૃષ્ટિવિષ સર્પની ચેતનાની પરીક્ષા કરવાને માટે ય એ સર્પ ઉપર પથ્થરનો મારો કર્યો.

ચણ્ડકૌશિક સર્પ અનશનને આદરીને અને પોતાના મસ્તકને બીલમાં નાખીને, એક મૃતકની જેમ સુસ્થિરપણે પડી રહ્યો છે અને ભગવાન કાઉસ્સગ્ગ ધ્યાને સુસ્થિર ઉભેલા છે. એ દરમ્યાનમાં, ગોવાળિયાઓ લપાતા-છૂપાતા નજદીકમા આવી પહોંચે છે. ભગવાનને તેમણે આ માર્ગે જવાનો નિષેધ કર્યો હતો, છતાં પણ ભગવાન કનકખલ આશ્રમના આ માર્ગે જ આગળ વધ્યા હતા. એટલે હવે શું બને છે, તે જાણવાનુ એ ગોવાળિયાઓને મન તો થાય ને? એ ગોવાળીયાઓને, હવે શું બને છે-એ જાણવાની ઈચ્છા જરૂર હતી, પરન્તુ ભૂલે-ચૂકે પણ ચણ્ડકૌશિક સર્પની નજરે પડી જવાય નહિ, એની પણ એ ગોવાળિયાઓને પૂરે-પૂરી કાળજી હતી. આથી, તે ગોવાળિયાઓ તરૂવરોના ઓથે પોતાના શરીરને છૂપાવી રાખીને નીહાળી રહ્યા છે. એ ગોવાળિયાઓની સાથે, બીજા પણ માણસો હતા. એ બધા ય જુએ છે કે-ચણ્ડકૌશિક બીલમાં માથું નાંખીને નિશ્ચળપણે પડી રહ્યો છે અને ભગવાન સમીપમાં જ ઉભેલા છે. ભગવાનને ઉભેલા જોયા, એટલે 'એ દૃષ્ટિવિષ સર્પ ભગવાનને કાંઇ જ કરી શક્યો નથી'-એ વાતની ખાત્રી તો એ ગોવાળિયાઓ વગેરેને થઈ ગઈ; પરન્તુ દૃષ્ટિવિષ સર્પ નિશ્ચળપણે પડી રહેલો હોવા છતાં પણ, તેમને એના ઉપર વિશ્વાસ આવ્યો નહિ. દૃષ્ટિવિષ સર્પ ઉપર વિશ્વાસ

નહિ આવવાથી, એ લોકોએ, એ દૃષ્ટિવિષ સર્પની ચેતનાની પરીક્ષા કરવાને માટે, આઘે રહ્યે રહ્યે જ, તેના ઉપર પથ્થરના ટુકડાઓ ફેંકવા માંડ્યા. આ રીતિએ એ લોકોએ એ દૃષ્ટિવિષ સર્પના દેહ ઉપર પથ્થરના ટુકડાઓનો મારો ચલાવ્યો; તેમ છતાં પણ, ચણ્ડકૌશિક નામનો એ દૃષ્ટિવિષ સર્પ, જરા પણ વિચલિત થયો નહિ. જ્યારે, આમ મારવા છતાં પણ એ સર્પ જરા સરખો ય વિચલિત થયો નહિ, એટલે એ બધા લોકો, એ સર્પની સમીપમાં આવ્યા; અને, સમીપમાં આવીને પણ, એ લોકોએ એ સર્પને લાકડાથી ઘસી જોયો. લાકડાથી ઘર્ષણ કરવા છતાં પણ, જ્યારે એ સર્પ હાલ્યો–ચાલ્યો જ નહિ, એટલે પછી એ લોકોએ બીજા બધા માણસોને કહેવા માંડ્યું કે–'દેવાર્યે દૃષ્ટિવિષ સર્પને ઉપશાન્ત કરી દીધો છે અને એથી તે સર્પ હવે કોઇને પણ કરડતો નથી.'

<u>ભગવાને કેમ રોક્યા નહિ?</u>

> સ૦ ભગવાન જ્યારે એ સર્પનું પ્રતિપાલન કરવાને માટે જ અનુકંપાથી રોકાયા હતા, તો પછી એ લોકોને પથ્થરોના ટુકડાઓ મારતાં અને લાકડાથી સર્પના દેહને ઘસતાં, ભગવાને રોક્યા કેમ નહિ?

ભગવાન રોકે તો ય ક્યારે રોકે? ચણ્ડકૌશિકના આત્માનું અહિત થતું લાગે ત્યારે રોકે ને? ભગવાન તો જાણતા હતા કે–આ ઉપદ્રવથી પણ ચણ્ડકૌશિક ચલચિત્ત થવાનો નથી. ભગવાને જોયું કે–આ ઉપદ્રવ પણ તેની

આરાધનામાં સહાયક જ બની રહ્યો છે. ઉપદ્રવોને જો સમભાવે સહવામાં આવે, તો એથી તો કઠોર એવાં પણ કર્મોની નિર્જરા સુલભ બની જાય છે! ચણ્ડકૌશિકને આત્મિક નુકસાન થાય છે-એવું ભગવાને જો જ્ઞાનથી જોયું હોત, તો ભગવાન એ માટે જે કાંઈ કરવા યોગ્ય લાગત તે કરત; પણ ભગવાનને એવું જણાયું નહિ, કેમ કે-ચણ્ડકૌશિક તો એ ઉપદ્રવની વેળાએ પણ પોતાની આરાધનામાં જ નિમગ્ન હતો; અને, આરાધનામાં નિમગ્ન હોવાના કારણે જ, તે એ ઉપદ્રવોથી જરા ય વિચલિત થયો નહિ હતો.

ચણ્ડકૌશિકનાં વખાણ:

પેલા ગોવાળિયા વગેરે લોકોએ જ્યારે એવી વાત ફેલાવી દીધી કે-ભગવાને દૃષ્ટિવિષ સર્પને ઉપશાન્ત કરી દીધો છે અને એથી તે હવે કોઈને પણ કરડતો નથી; એટલે લોકો આવી આવીને ભગવાનને નમસ્કાર કરવા લાગ્યા. ભગવાનને નમસ્કાર કરીને, લોકો, એ સર્પને પણ નમસ્કાર કરવા લાગ્યા અને તેનો મહિમા કરવા લાગ્યા, એટલે કે-તેનાં વખાણ પણ કરવા લાગ્યા અને તેની પૂજા પણ કરવા લાગ્યા. એમ થતાં, બીજી પણ ગોવાલણો ઘી, દૂધ, દહીં વગેરેને વેચવાને માટે ત્યાં થઈને જતી વેળાએ, તે સર્પને ઘી વગેરે ચોપડવા લાગી.

મરીને સહસ્રાર દેવલોકે:

ગોવાલણોએ તો આવું કર્યું, એ સર્પ પ્રત્યે જાગૃત થયેલા સદ્ભાવથી; પરન્તુ, એનું પરિણામ એ આવ્યું કે-

એ ઘીની ગંધને કારણે કીડીઓનાં ટોળે ટોળાં ત્યાં ખેંચાઈ આવ્યાં. એ કીડીઓએ, ઘીને માટે, એ સર્પના દેહ ઉપર પોતાના મુખથી તીક્ષ્ણ ડંખો મારવા માંડયા. એને લઈને, એ સર્પના દેહમાં તીવ્ર વેદના ઉત્પન્ન થવા પામી. આ રીતિએ પોતાના દેહે તીવ્ર વેદના થતી હોવા છતાં પણ એ સર્પે, એ વેદનાને સમ્યક્ પ્રકારે સહન જ કરી લીધી. એ વેદનાને સમ્યક્ પ્રકારે સહન કરતે કરતે, એ સર્પ, પંદર દિવસની સંલેખનાથી કાળ કરીને, સહસ્રાર નામના દેવલોકમાં અઢાર સાગરોપમના આયુષ્યવાળા દેવ તરીકે ઉત્પન્ન થયો.

## ભગવાન પધાર્યા :

આ રીતિએ ચણ્ડકૌશિકના વૃત્તાન્તને વર્ણવવો પૂરો કરીને, આ ચરિત્રકાર પરમર્ષિ ફરમાવે છે કે–આ પ્રકારે ચણ્ડકૌશિકને સુખની પરંપરામાં યોજી દીધા બાદ, ત્રણ ભુવનના એક દિનકર એવા શ્રી વીર પરમાત્મા, ત્યાંથી નીકળીને, ઉત્તરવાચાલ સન્નિવેશે પધાર્યા.

## દેવગતિમાં વિરતિનો પરિણામ પ્રગટે જ નહિ :

ચણ્ડકૌશિક કાળ કરીને સહસ્રાર નામના દેવલોકમાં અઢાર સાગરોપમના આયુષ્યવાળા દેવ તરીકે ઉત્પન્ન થયો, એ વાતને જણાવ્યા બાદ ચરિત્રકાર પરમર્ષિએ જે એમ કહ્યું કે–"આ પ્રમાણે ભગવાને ચણ્ડકૌશિકને સુખપરંપરામાં યોજ્યો,"–એ વાત વિચારવા જેવી છે. દેવ તરીકેનું એનું આયુષ્ય અઢાર સાગરોપમનું, પણ અઢાર સાગરોપમ પ્રમાણ

કાળ વહી ગયા બાદ શું? વળી, અઢાર સાગરોપમના એ કાળ દરમ્યાનમાં પણ એ જીવમાં, વિરતિનો પરિણામ પેદા થવાનો સંભવ જ નહિ હતો, કારણ કે-ઇન્દ્રાદિ સર્વ દેવો અવિરતિ જ હોય છે. દેવગતિ અને નરકગતિ, એ બે એવી ગતિઓ છે કે-એ ગતિઓમાં જીવને કદી પણ વિરતિનો પરિણામ ઉત્પન્ન થવા પામે જ નહિ. વિરતિની જે આચરણા-એ તો દૂર રહી, પરન્તુ માત્ર વિરતિનો પરિણામ, કે જે કેવળ આન્તરિક વસ્તુ જ છે, તે પણ ત્યાં ઉત્પન્ન થવા પામે નહિ. દેવતાઈ ભોગસામગ્રીની જાણે કે હરિફાઈ કરતી હોય-એવી ભોગસામગ્રીની વચ્ચે રહેલા અને કોઈ પણ પ્રકારની વિરતિની ક્રિયાથી સર્વથા રહિત-એવા પણ મનુષ્યમાં વિરતિનો પરિણામ પ્રગટી શકે છે, સર્વોત્તમ કોટિનો પણ વિરતિનો પરિણામ એવી ભોગસામગ્રીની વચ્ચે બેઠેલા પણ મનુષ્યજીવમાં પ્રગટી શકે છે; જ્યારે દેવભવમાં તો કોઈ પણ દેવને વિરતિનો પરિણામ થોડો પણ પેદા થતો જ નથી. શુદ્ધ સમ્યગ્દષ્ટિ એવા પણ દેવો, ચારિત્રમોહનીય કર્મના એવા પ્રકારના ઉદયવાળા હોય છે કે-એમને વિરતિનો પરિણામ પેદા થવા પામે જ નહિ. વિરતિનો પરિણામ, કાંઈક અંશે પણ, હજુ તિર્યંચોમા પેદા થઈ શકે છે, કારણ કે-તિર્યંચોમાં દેશવિરતિનો પરિણામ પ્રગટી શકે છે; પરન્તુ દેવોમાં તો દેશવિરતિનો પરિણામેય પ્રગટી શકતો નથી એટલે, ચણ્ડકૌશિકના જીવને અઢાર સાગરોપમ જેટલો લાંબો કાળ અવિરતિના જ ઉદયમાં પસાર કરવાનો ને? અને, અઢાર સાગરોપમ જેટલો કાળ ત્યાં

પસાર કરી લીધા બાદ, એ જીવને ત્યાંથી ચ્યવીને અન્યત્ર ઉત્પન્ન પણ અવશ્ય થવાનું ને? એટલો લાંબો કાળ નહિ વિરતિની કોઈ ક્રિયા, નહિ વિરતિનો કોઈ પરિણામ અને ભોગસુખનો ભોગવટો નિયમા કરવાનો—એ ય નિશ્ચિત જ; તેમ જ, એટલો કાળ પૂરો થતાં, ત્યાંથી ચ્યવીને એ જીવને અન્યત્ર ઉત્પન્ન થવાનું, એ પણ નિશ્ચિત જ; આમ છતાં પણ, આ ચરિત્રકાર પરમર્ષિએ ફરમાવ્યું કે—'ભગવાને ચણ્ડકૌશિકના જીવને સુખની પરંપરામાં યોજી દીધો.' તો 'આ વાત ઘટે છે શી રીતિએ?'—એનો વિચાર કરવા જેવો છે કે નહિ?

## પંડિતમરણની અનુમોદના :

આ વાતના રહસ્યને નહિ સમજી શકનારાઓ, પંડિતમરણને પામેલાઓને માટે પણ, શોક કરવાની હિમાયત કરે અને પોતાની એ હિમાયતનું સમર્થન કરવાને માટે, એમ પણ કહે કે—'અહીં તો એ આત્મા વિરતિવંત હતો અને દેવલોકમાં જઈને તો એ આત્મા અવિરતિવાળો બની ગયો, માટે એ આત્માના મૃત્યુને મહોત્સવ રૂપ મૃત્યુ માની શકાય નહિ. એ આત્માના મૃત્યુને જો આપણે મહોત્સવ રૂપ માનીએ, તો આપણને એ આત્માના મૃત્યુની અનુમોદના કર્યાનું પાપ લાગે.' પણ આવું કહેવું, એ અજ્ઞાનતાભર્યું છે. સાચી હકીકત એ છે કે—પંડિતમરણને પામનારા મહાત્માઓ, પોતે પોતાના તેવા પ્રકારના મરણને મહોત્સવ રૂપ માને છે, અને આપણે પણ તેઓના મહોત્સવ

રૂપ મરણને પામ્યા—એમ માનીએ છીએ; તેમ જ, મરણ તો થવાનું જ હતું, પરન્તુ એ પુણ્યાત્માઓ મરણના એવા સુન્દર પ્રકારને પામ્યા, એથી આનન્દનો અનુભવ પણ આપણે કરી શકીએ છીએ. એ આનન્દમાં અનુમોદના મરણની હોતી જ નથી, પરન્તુ મરણનો જે તથાવિધ સમાધિ આદિની સાથેનો સંબંધ, એની અનુમોદના હોય છે.

મરવાની ઈચ્છા કરવી, એને પણ દોષ કહેલ છે; અને, તેમ છતાં પણ, રોજ અને રોજ પણ દિવસમાં સંખ્યાબંધ વાર, આપણે આપણને સમાધિમરણની પ્રાપ્તિ થાય, એવી શ્રી વીતરાગ પરમાત્માને ઉદ્દેશીને પ્રાર્થના કરીએ છીએ.

શ્રી અનુસુન્દરનો પ્રસંગ:

શ્રી અનુસુન્દર ચક્રવર્તી, માત્ર એક જ દિવસના સંયમનુ પાલન કરીને, અન્તિમ આરાધના કરવા પૂર્વક પંડિતમરણને પામ્યા અને સદ્‌ગતિને પામ્યા. શ્રીમતી સુલલિતા નામનાં સાધ્વી, શ્રી અનુસુન્દર ચક્રવર્તિના મરણના સમાચારને સાંભળીને, શોકમાં ગરકાવ બની ગયાં. એ વખતે, આચાર્ય-ભગવાન શ્રીમત્ સમન્તભદ્રસૂરીશ્વરજીએ, એ સાધ્વીજી વગેરેને સમજાવ્યુ કે–'આ મરણ, એ શોકનો પ્રસંગ જ નથી. પંડિતમૃત્યુથી કાળધર્મને પામનારા મુનીશ્વરો તો, આનન્દને ઉત્પન્ન કરનારા હોય.'

આ પ્રસંગ શ્રી ઉપમિતિ ભવપ્રપંચા કથામાં વિસ્તારથી વર્ણવાએલો છે.

શોક તો તેવા પ્રકારના મરણને માટે હોય, કે જે

જીવ પાપોપાર્જન કરીને મર્યો હોય અને એથી મરીને તે અપાર સંસારમાં ભટકવાને માટે ચાલી નીકળ્યો હોય. વસ્તુતઃ તો એવા પણ મરણના પ્રસંગને અવલંબીને શોક કરવાનો હોય નહિ, દયા ચિન્તવવાની હોય, પણ તેવા પ્રકારના મરણને શોચનીય મરણ તરીકે ઓળખાવી શકાય. સમાધિપૂર્વક મૃત્યુ પામનારાઓના મરણને 'શોચનીય મરણ' તરીકે ઓળખાવી શકાય નહિ. સાચા સમાધિમરણે મરનારાઓ મરે છે ખરા, મરીને બીજે જન્મે છે ય ખરા, પરન્તુ તેઓ સંસારમાં ભટકવાને માટે ચાલી નીકળતા નથી. એ તો, જ્યાં જવાના ત્યાં પણ પોતાના આરાધનાના ભાવથી પોતાના મોક્ષને નિકટ જ બનાવ્યા કરવાના. આમાં, કોઈ જીવની ભવિતવ્યતા વિષમ હોય અને બીજું કાંઈક બની જવા પામે તો તે વાત જુદી છે; પરન્તુ એ જીવને જો સંસારમાં ભટકવાનું હોય, તો એ જીવનું પાછીનું મરણ બગડ્યા વિના રહેતું જ નથી. મરણ બગડ્યા વિના, સંસારમાં ભટકવાને રવાના થવાય, એ શક્ય જ નથી.

મરણની મહત્તા :

સામાન્ય રીતિએ એમ કહી શકાય કે-જેનું મરણ બગડ્યું, તેનું સઘળું બગડ્યું; અને જેનું મરણ સુધર્યું, તેનું સઘળું જ સુધર્યું. જે જીવ પોતાના મરણને બગડવા દે નહિ અથવા તો જે જીવનું મરણ બગડે નહિ પણ સુધરે, તે જીવ સદ્ગતિને પામતે પામતે અને આત્મવિકાસ સાધતે સાધતે મોક્ષને પામ્યા વિના રહે જ નહિ. જીવને દુર્ગતિ

તો જ પ્રાપ્ત થાય, કે જો મરણ બગડે. એક વાર મરણ સુધરી જાય અને તે પછી પાછું ભવાન્તરમાં મરણ બગડી જાય, તો સદ્ગતિની અને સુખની પરંપરા અટકી જવા પામે. સદ્ગતિની અને સુખની પરંપરાને ચાલુ રાખવાને માટે, મરણોને તો સુધારવાં જ જોઇએ અથવા તો મરણો અવશ્ય સુધર્યે જવાં જોઇએ. 'ભગવાને ચણ્ડકૌશિક સર્પના જીવને સુખની પરંપરામાં યોજી દીધો.'–એનો અર્થ એ છે કે–એ જીવ ત્યાંથી મૃત્યુને પામીને સદ્ગતિને પામ્યો અને આગળ પણ એ જીવ સદ્ગતિને પામ્યા કરવાનો. તેમ જ, અન્તે જતાં એ જીવ મોક્ષને પામવાનો ! આવી સદ્ગતિની, એટલે કે–સુખની પરંપરા જે જીવને પ્રાપ્ત થાય, તે જીવની ભવિતવ્યતા ઘણી જ સારી ગણાય. એટલે, એટલું જ જોવાય નહિ કે–એ વિરતિમાંથી નીકળ્યો અને અવિરતિને પામ્યો અવિરતિવાળાને પણ આરાધના હોઈ શકે છે તેમ જ સદ્ગતિમા પ્રાપ્ય સામગ્રીના યોગમાં એ જીવ કર્મોની નિર્જરાને સાધતો જાય એ પણ શકય છે. પછી, એને બંધાય તે પ્રાયઃ શુભ કર્મ જ બંધાય છે અને વિવેક આદિના બળે એને નિર્જરા ઘણી સધાય છે.

## મરણને સુધારીને મોક્ષને નિકટનો બનાવી શકાય

મરણ સંબંધી વિચાર કરતાં, સૌથી પહેલાં એ વાત ધ્યાનમાં લેવી જોઇએ કે–મરણ, એ તો અવશ્યંભાવી વસ્તુ છે. જે કોઈ પણ જીવનો જન્મ થાય, તેનું મરણ થયા વિના રહે જ નહિ ચાહે તેટલા પ્રયત્નો કરવામાં આવે,

પરન્તુ મરણને ટાળી શકાય—એ બનવાજોગ વસ્તુ જ નથી. હજુ જન્મને ટાળી શકાય છે, પણ મરણને તો નથી જ ટાળી શકાતું. જન્મની સાથે મરણ તો સંકળાએલું જ છે. મરે તે જ નહિ, કે જે જન્મે નહિ. આ કારણે, અનન્ત-જ્ઞાનિઓએ, અજન્મા અવસ્થાને પામવાનો પુરૂષાર્થ દર્શાવ્યો છે. મર્યા પછી જે જન્મે નહિ, તે સદાને માટે મરણથી મુક્ત બની જાય. જન્મે કોણ નહિ? જે સર્વથા કર્મરહિત અવસ્થાને પામીને મરે તે! જન્મની સાથે જેમ મરણ સંકળાએલુ છે, તેમ મરણની સાથે મોક્ષ સંકળાએલો છે ખરો, પણ એમાં ફેર છે. જન્મે એટલા બધા જ મરે એ નિશ્ચિત, જ્યારે જે કોઈ મરે તે મોક્ષને પામે જ એવું નિશ્ચિત નહિ. મરનારાઓમાંથી મરીને જન્મનારાઓ ઘણા ઘણા અને મરીને મોક્ષને પામનારાઓ તો વિરલ! તેમાં ય, આ કાળમાં, આ ક્ષેત્રમાંનો કોઈ મૃત્યુ પામીને સીધો જ મોક્ષને પામે, એ તો સંભવિત જ નથી. આ કાળમાં, આ ક્ષેત્રમાં, જે કોઈ મૃત્યુને પામવાના, તે બધા જ મરીને અવશ્યમેવ જન્મવાના! પરન્તુ, અહીં જો મોક્ષને માટે રત્નત્રયીની આરાધના કરી હોય અને મૃત્યુને સુધારી લીધું હોય, તો મોક્ષને નિકટનો અવશ્ય બનાવી શકાય.

## મરણને સુધારી શકનારાઓ સદ્ગતિને અવશ્ય પામે છે:

આ વાતને સમજ્યા વિના, ઘણા અજ્ઞાન જીવો તો, મરણથી બચવાનો જ પ્રયત્ન કર્યા કરે છે અને જ્યારે તેમનો તે પ્રયત્ન કાર્યગત નીવડતો નથી, ત્યારે તે જીવો

પ્રાયઃ રીબાતે રીબાતે મરણને શરણ થાય છે. ધર્મશીલ આત્માઓની સ્થિતિ આવી હોતી નથી. ધર્મશીલ આત્માઓ જીવવાનો અને મરણથી યથાશક્ય ઉગરવાનો પ્રયત્ન કરે, તો ય તેમના મનમાં એક વાત નિશ્ચિત હોય છે કે-મરવાનું એ નિશ્ચિત જ છે અને જે કાંઇ પણ બનવાનું છે તે જ્ઞાનિએ દીઠું જ બનવાનું છે! તેઓ એમ પણ સમજે છે કે-મારૂં આ જન્મ-મરણ એ મારાં પોતાનાં કર્મોના આવરણને લીધે જ છે અને જ્યા સુધી હુ મારા ઉપરનાં કર્માવરણોને સર્વથા ટાળી દઉં નહિ, ત્યાં સુધી હું જન્મ-મરણના ચક્કરમાંથી ઉગરી શકું, એ શક્ય જ નથી. આથી, એવા આત્માઓનું લક્ષ્ય પોતાના ઉપરનાં કર્માવરણોને નિર્જરવા તરફ રહ્યા કરે છે. કર્મોની નિર્જરા સાધવાને માટે, તેઓ, ભગવાન શ્રી અરિહન્તદેવોએ ફરમાવેલા શુદ્ધ એવા મોક્ષમાર્ગની જ આરાધના થાય, એમ ઇચ્છયા કરે છે. એ મોક્ષમાર્ગની આરાધનામાં વધુ ને વધુ ઉજમાલ બન્યા રહેવાને માટે, તેઓ, એ તારકોએ ફરમાવેલા શુદ્ધ મોક્ષમાર્ગના સ્વરૂપને જાણવાનો પ્રયત્ન કરવા તરફ પણ ઉપેક્ષા સેવતા નથી અને એ માર્ગની આરાધનામાં સંલગ્ન રહ્યા કરવા તરફ પણ ઉપેક્ષા સેવતા નથી. આ રીતિએ જેઓ પોતાના જીવનને સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રની ઉપાસનાથી હર્યું-ભર્યું બનાવી શકે છે, તેઓ મોટે ભાગે પોતાના મરણને પણ સારી રીતિએ સુધારી શકે છે. અને મરણ સારી રીતિએ સુધારી શકનારાઓ સદ્ગતિને અવશ્ય પામે છે.

## પંડિતમરણને પામનારાઓ સુખપરંપરાને અને અન્તે મોક્ષને પામનારા બને છે

જેનું મરણ બગડે, તેની મરણ બાદ સદ્‌ગતિ થાય નહિ. જેટલું મરણ સારૂ, તેટલી ગતિ સારી; અને જેટલુ મરણ ખરાબ, તેટલી ગતિ ખરાબ! બહુ સારી રીતિએ મૃત્યુ પામીને સારા સ્થાને જન્મ પામનારા જીવો, જો તેમની ભવિતવ્યતા સારી હોય, તો ક્રમે કરીને બહુ જ સારી પ્રગતિ સાધનારા બની શકે છે. તેઓનું જીવન પણ સુધરે છે અને તેઓનું મરણ પણ સુધરે છે. એવા જીવોનાં પૂર્વકૃત અશુભ કર્મો મોટે ભાગે નિર્જરી જાય છે અથવા તો તે કર્મોનું અશુભપણું ટળી જાય એવું પણ કેટલીક વાર બને છે. એ જીવોનાં જે અશુભ કર્મો નિર્જરતાં નથી તેમ શુભપણામાં પરિણમી જતાં નથી, તે અશુભ કર્મો પણ ઉદયમાં આવીને એ જીવોને વસ્તુતઃ હાનિ કરી શકતાં નથી; પરન્તુ તે અશુભ કર્મોના ઉદયને પણ એ જીવો વિપુલ કર્મનિર્જરાની સાધનાનું નિમિત્ત બનાવી દઈ શકે છે. આ રીતિએ એ જીવોની સુખ-પરંપરા સર્જાય છે. એ જીવો કાં તો નિર્જરાને સાધે, કાં તો શુભ કર્મને બાંધે, આવું જ પ્રાયઃ બન્યા કરે છે; અને એથી, એ જીવો જ્યાં સુધી સંસારમાં હોય ત્યાં સુધી પણ સુખ એમની પૂઠે ફર્યા કરે છે અને અન્તે એ જીવો મોક્ષને પામે છે. આ જીવનમાં સુન્દર પ્રકારે સર્વવિરતિની આરાધના કરતે કરતે પંડિતમરણને પામનારા પુણ્યાત્માઓ પણ

આ રીતિએ સુખપરંપરા પામનારા બને છે અને એથી એ આત્માઓ વિરતિમાંથી અવિરતિને પામતા હોવા છતાં પણ, એમનું મરણ મહોત્સવ રૂપ મનાય છે; કારણ કે–મરણ તો અવશ્યંભાવી છે, પણ પંડિતમરણની પ્રાપ્તિ એ જ અતિશય દુર્લભ છે. એટલે, ભવિષ્યની અવિરતિની પ્રાપ્તિના નામે, એ પુણ્યાત્માઓના મરણના અતિ ઉત્તમ પ્રકારની અનુમોદના નહિ કરતાં, એની નિન્દા કરવી, એ કોઈ પણ જીવને માટે હિતાવહ નથી. સુજ્ઞ જનોએ તો એવો વિચાર કરવો જોઈએ કે–'એ પુણ્યાત્માઓના મરણનો એ ઉત્તમ પ્રકાર, ભવિષ્યમાં પણ એમને વિરતિ બહુ જલદીથી અને બહુ સારી રીતિએ પમાડશે; અથવા તો, એ પુણ્યાત્માઓના મરણનો એ ઉત્તમ પ્રકાર, એમને માટે શ્રી જિનશાસનની પ્રાપ્તિને અને શ્રી જિનશાસનની આરાધનાને સુલભ બનાવશે. એટલું જ નહિ, પણ એ પ્રકારના મરણની સુન્દરતાની અમારી અનુમોદના, અમને પણ એવું સુન્દર મરણ પમાડનારી બનશે!'

## મરણ બગડવાથી દુઃખપરંપરા પ્રાપ્ત થાય અને આરાધનાની પ્રાપ્તિ દુર્લભ બની જાય :

મરણને સુધારવું, એ તો એટલું બધું આવશ્યક છે કે–એના વિના, આરાધનાની કે સુખની અભિલાષા, પ્રાયઃ સફળ નીવડી શકતી નથી. મરણ સુધરવાના યોગે સારી અને અનુકૂળ સામગ્રી મળે; અને આરાધના માટે તેમ જ સુખ માટે સારી અને અનુકૂળ સામગ્રીની અપેક્ષા રહે છે જ. જીન્દગીભર આરાધના કરી હોય અથવા તો પોતાના જીવ-

નને છેક સુધી ઉત્તમ પ્રકારે પસાર કર્યું હોય, પરન્તુ જો કોઈ પણ નિમિત્તવશ મરણ બગડી જવા પામે, તો એ આરાધનાથી અને એ ઉત્તમ-જીવીપણાથી જે ફળ તાત્કાલિક મળવું જોઇએ, તે ફળની પ્રાપ્તિ વિલંબમાં પડી ગયા વિના રહે નહિ; એટલું જ નહિ, પણ પુનઃ આરાધનાની પ્રાપ્તિ દુર્લભ બની જવા પામે, તો એ પણ શક્ય છે. જેમ આ ચણ્ડકૌશિકના જ જીવનું ઉદાહરણ વિચારો ! ગોભદ્ર તરીકે એ મિથ્યાદષ્ટિપણાની અવસ્થામાં પણ કેટલી બધી સારી રીતિએ જીવતો હતો ? જીવનનિર્વાહની મુશ્કેલી હોવા છતાં પણ, તે અદીનપણે અને ધનવાનોની દયા ચિન્તવતે ચિન્તવતે સુખે જીવતો હતો ને ? બ્રાહ્મણ હોવા છતાં પણ અને માગે તો માગ્યું ધન મળ્યા વિના રહે નહિ—એવી પ્રતિષ્ઠાવાળો હોવા છતા પણ, એ કોઈની ય પાસે યાચના કરવી, એને કેટલું બધું અધમ કૃત્ય માનતો હતો ? ગરીબી ઘણી હોવા છતાં પણ, એ એની વિદ્વત્તા આદિનો ઉપયોગ, પરોપકાર કરવા આદિમાં જ કરતો હતો ને ? એણે પોતાની વિષયવાસના ઉપર પણ એટલો બધો કાબૂ મેળવેલો હતો કે—ચન્દ્રલેખા જેવી જોગિણી, રાત્રિના સમયે, તેની પાસે ભાર્યાભાવને દર્શાવતી આવી, છતાં પણ તેનું મન જરા ય ચલાયમાન થયુ નહિ; એટલુ જ નહિ, પણ તેણે તો ભાર્યાભાવે આવેલીને ભગિનીભાવે જોઈ અને તેણીના હૈયામાં પણ ભ્રાતૃભાવ પેદા કરી દીધો ! આવું તો એનુ ગૃહસ્થ-જીવન હતું અને પ્રવ્રજ્યાને ગ્રહણ કર્યા બાદ તો એણે પોતાના જીવનને આરાધનામય બનાવી દીધું હતું! આવો પણ જીવ, એક સામાન્ય

નિમિત્ત કુશલવગ્ર બન્યો અને તેમાંથી એનું મરણ બગડ્યું, તો એને માટે કેવી દુઃખપરંપરા સર્જાઈ જવા પામી ? એ ભવમાં જો એનું મરણ બગડ્યું ન હોત, તો એને જે દુઃખપરંપરા પ્રાપ્ત થઈ, તે દુઃખપરંપરા તેને હરગીઝ પ્રાપ્ત થાત નહિ ! એનું મરણ બગડવાથી, એને આરાધનાની પ્રાપ્તિ પણ દુર્લભ બની જવા પામી ને ? એવા ઉત્તમજીવી અને આરાધક જીવનું પણ જો મૃત્યુ બગડ્યું, તો એને એવું આરાધનારહિતપણું અને દુઃખમયપણું પ્રાપ્ત થયું, તો બીજાઓને માટે તો કહેવાનું જ શું હોય ? એટલે, આ વાતને હૃદયમાં રાખીને, સૌએ પોતાના મરણને સુધારવા બાબત તો ખૂબ જ કાળજીવાળા બની જવું જોઈએ.

## કોઈ પણ પ્રસંગ મારી સ્વસ્થતાનો ભંગ કરનારો બને નહિ એવા પ્રકારે મનને કેળવવું :

જેઓએ પોતાના મરણને સુધારવું હોય, તેઓએ પોતાના જીવનને સુધારવાનો પ્રયત્ન અવશ્ય કરવો જોઈએ. જીવનને સુધારવાનો પ્રયત્ન કર્યા વિના, મરણને ન જ સુધારી શકાય—એમ તો ન જ કહેવાય; પરન્તુ જેઓ જાણવા છતાં પણ જીવનને સુધારવાનો પ્રયત્ન કરવાની બાબતમાં ઉપેક્ષા સેવે છે અને મનમાં એમ સમજે છે કે–' મરણને સુધારી લઈશું.' તેઓ ભાગ્યે જ પોતાના મરણને સુધારી શકે છે. જેઓ પોતાના જીવનને સુધારવાનો પ્રયત્ન કરે છે, તેઓ મોટે ભાગે સહનશીલ બની જાય છે રોગાદિકની પીડાઓને તેમ જ અપમાન આદિને તેઓ સારી રીતિએ સહી શકે,

એ ખૂબ જ શક્ય છે. આરાધકભાવેં આરાધના કરનારાઓને ઘણી સહનશીલતા પ્રાપ્ત થવી, એ સુશક્ય છે. મરણ વખતે જીવને કેવી કેવી પીડાઓ ભોગવવી પડે છે, એ શું તમારાથી સાવ અજાણ્યું છે? મરણ વખતે બાહ્ય પીડાઓની સાથે આન્તરિક પીડન પણ સંભવિત છે. એવા સમયે, સમાધિભાવને જાળવવાને માટે, સહન કરવાની શક્તિની પણ ખૂબ જ જરૂર પડે છે. જીવનને સુધારનારાઓની એ શક્તિ કેળવાતી જાય છે. આ ઉપરાન્ત, મરણને સુધારવાની વૃત્તિવાળાઓએ, કોઈ પણ ઈષ્ટ કે અનિષ્ટ પ્રસંગ, પોતાને જેમ બને તેમ અસર કરે નહિ, એવા મનોભાવને કેળવ્યા કરવાની પણ તકેદારી રાખવી જોઇએ. ઈષ્ટ કે અનિષ્ટ પ્રસંગ પોતાને અસર કરી જાય, તેની સાથે જ એ અસરને ભૂંસી નાખવાના વિચારોમાં લીન બની જવું જોઇએ અને રોજ મનને એવા પરિશીલનમાં યોજવું જોઇએ કે–'કોઈ પણ પ્રસંગ મને ખરાબ અંસર કરવો જોઇએ નહિ! કોઈ પણ પ્રસંગ મારી સ્વસ્થતાનો ભંગ કરનારો બનવો જોઇએ નહિ!' આ વસ્તુ સહેલી નથી, પણ આ વસ્તુની અગત્યતા પણ ઘણી જ છે. આટલી કાળજી રાખવા છતાં પણ, મરણ સમયે ભૂલ થઈ જવા પામે તો ભવિતવ્યતાને દોષ દઈ શકાય, પણ જેણે જરૂરી કાળજી રાખી જ નથી, તે ભવિતવ્યતાને દોષ શી રીતિએ દઈ શકે?

<u>સદા ને સર્વત્ર સાવધ રહેવું જોઇએ</u>

પોતાના મરણને સુધારવાની વૃત્તિવાળાઓએ તો

હરપળે સજગ બન્યા રહેવાનો પ્રયત્ન કર્યા કરવો જોઇએ, કારણ કે-મરણ ક્યારે આવશે અને ક્યાં આવશે, તેનું જ્ઞાન નથી! મરણ ક્યાં ન આવે? અથવા, મરણ ક્યારે ન આવે? કોઈ કાળ કે કોઈ સ્થાન એવું છે ખરૂ, કે જે કાળે મને મરણ નહિ આવે અથવા જે સ્થાને મને મરણ નહિ આવે, એવું તમે તમારે માટે ખાત્રીથી કહી શકો? સવારે, બપોરે, સાંજે કે રાતે, ગમે ત્યારે મરણ થાય-એવું બને ને? ઘરેય મરણ આવે અને પેઢીએ ય મરણ આવે-એવું ય બને ને? પરણતી વેળાએ ય મરણ આવે અને પરણાવતી વેળાએ ય મરણ આવે, એવું પણ બને ને? રોગી ય મરે અને નીરોગી ય મરે, એવું પણ બને ને? આવા મરણ વિષે સાવધગીરી કેટલી બધી રાખવી જોઈએ? જેણે મરણને સુધારવું હોય, તેણે તો સદા અને સર્વત્ર સાવધ બન્યા રહેવું જોઈએ, એમ તમને લાગે છે ને?

## રાગ-દ્વેષનું જોર હર્ષ-શોકમાં ગરકાવ બનાવી દે નહિ એવી સ્થિતિને પ્રાપ્ત કરવી જોઈએ.

અનન્ત ઉપકારિઓએ, જીવો પોતાના મરણને સુધારી શકે એ માટે, પોતાના દુષ્કૃતની નિન્દા અને સુકૃત માત્રની અનુમોદના આદિનો વિધિ પણ વિસ્તારથી દર્શાવેલો છે. તમે જો પુણ્ય પ્રકાશનું સ્તવન પણ જાણતા હો, તો એમાંથી પણ તમને મરણને સુધારવાનો ઉપાય મળી આવે તેમ છે. અત્રે એ અન્તિમ આરાધનાના વિધિના વિષયમાં

ઉતરવું નથી, પણ આ ચરિત્રને પૂરું કરતાં મરણને સુધારવાને માટે પ્રયત્ન કરવાની પ્રેરણા કરવી જરૂરી લાગી, માટે આ બધી વાતો કહેવાય છે. જેણે પોતાના મરણને સુધારવું હોય, તેણે સ્વસ્થ બન્યા રહેવાનો અભ્યાસ કેળવ્યા કરવો જોઈએ. રાગનું જોર અગર દ્વેષનું જોર આત્માને હર્ષ–શોકમાં ગરકાવ બનાવી દઈ શકે નહિ, તે માટે સતત કાળજી રાખીને પરિશ્રમ કર્યા કરવો જોઈએ. સંયમમય જીવન, એ આ પ્રકારના પરિશ્રમમાં ખૂબ જ સહાયક બને છે, પરન્તુ સંયમને સ્વીકારવાને અસમર્થ એવા પણ વિવેકી અને જ્ઞાનસંપન્ન જીવો ય, આ પરિશ્રમ કરી શકે છે. તમે સંયમને સ્વીકારી શકો અને સંયમનો નિર્વાહ કરી શકો, તો તો ઘણું સારૂં; પણ આજે તમે સર્વવિરતિનો સ્વીકાર કરી શકો, એ તમને તમારે માટે શક્ય લાગતું નથી ને? અને તેમ છતાં પણ, તમારે તમારા મરણને સુધારવું છે–એ તો ચોક્કસ જ ને? તો પછી, તમારે શું કરવું જોઈએ? તમારે વિવેકી અને જ્ઞાનસંપન્ન બનવું જોઈએ. વિવેકી અને જ્ઞાનસંપન્ન બનીને, તમે, તમારા વિવેકના તથા તત્ત્વસ્વરૂપના સમ્યગ્જ્ઞાનના પ્રતાપે, તમારૂં રાગનું જોર કે દ્વેષનું જોર, તમને હર્ષ–શોકમાં ગરકાવ બનાવી દે નહિ–એવી સ્થિતિને જરૂર પ્રાપ્ત કરી શકો. આત્માને સ્વસ્થ બન્યા રહેવાની ટેવ પાડવાનો આ ઉપાય છે. આમાં માનસિક સમતુલા જાળવવાની છે. આ રીતિએ માનસિક સમતુલાને જાળવવાને માટે, તત્ત્વસ્વરૂપના ચિન્તનનો અભ્યાસ કેળવવો જોઈએ; એ દ્વારા વિષયોની અભિલાષા ઉપર અને કષા-

ચોની પરિણુતિ ઉપર કાબૂ મેળવવો પડે; તેમ જ વચનને અને કાયાને પણ નિયન્ત્રણમાં મૂકવાની જરૂર પડે.

## આત્માએ પોતે જ પોતાના ગુરૂ બની જવું જોઈએ અને એ માટે સમ્યગ્જ્ઞાન આવશ્યક છે

જીવાજીવાદિ તત્ત્વોના સ્વરૂપનો શ્રદ્ધાપૂર્વકનો અભ્યાસ, આમાં ઘણો જ ઉપયોગી નીવડે છે. તત્ત્વસ્વરૂપનું સમ્યક્ કોટિનું જ્ઞાન, આમાં ખૂબ મદદગાર નીવડે છે. એનાથી, આરાધનાની ક્રિયાના અભાવમાં પણ આત્માને આરાધક-ભાવમાં રમતો રાખી શકાય છે. અવિરતિની અવસ્થામાં પણ, આત્મા, આ જ્ઞાનના પ્રતાપે અવિરતિની ક્રિયામાં રસહીનતા અનુભવી શકે છે. આવો અભ્યાસ, અન્ત સમયે, મરણને સુધારી લેવા માટે ઘણો જ ઉપયોગી છે. મરણને સુધારવાને માટે, વસ્તુતઃ તો, આત્માએ પોતે જ પોતાના ગુરૂ બની જવું જોઈએ. મરણ ક્યાં અને ક્યારે આવશે, તે તો જ્ઞાની જાણી શકે. એ વખતે આપણને ઉપયોગ આપે એવા સુગુરૂ કે સાધર્મિક આદિનો સુયોગ મળી જ રહેશે, એમ કહી શકાય નહિ. એવો સુયોગ મળી પણ જાય, તો ય ઈન્દ્રિયોની શિથિલતા આદિના કારણે એમના ઉપ-કારને આપણે ઝીલી શકીએ નહિ, એવું પણ બને. અથવા તો, એ સમયે આપણને કુયોગ પ્રાપ્ત થઈ જાય, એવું પણ બને. દુન્યવી મમત્વભાવને ઉશ્કેરે એવી કોઈક સ્થિતિ પ્રાપ્ત થઈ જાય, એવું પણ બને. એવા સંયોગોમાં પણ જો આપણે ધારીએ તો આપણી આત્મ-પરિણુતિને બગડવા

દઈએ નહિ, એટલું જ્ઞાન અને એટલું રટણ આપણને હોવું જોઈએ ને ? એટલે, મરણને સુધારવાની ઈચ્છાવાળાઓએ, દરેક વાતમાં તત્ત્વસ્વરૂપનું ચિન્તન કરવાની ટેવ પાડવી જોઈએ; અને એ માટે તત્ત્વસ્વરૂપનું શ્રદ્ધાપૂર્વકનું સમ્યગ્જ્ઞાન આવશ્યક છે. એ જ્ઞાન હોય અને તત્ત્વસ્વરૂપના ચિન્તનની ટેવ પાડેલી હોય, તો ગમે ત્યારે, ગમે ત્યાં અને ગમે તેવી અવસ્થામાં પણ મૃત્યુ આવી લાગે, તો પણ આપણે આપણા મરણને સુધારી શકીએ ને ? આ, આત્માને પોતાને પોતાના ગુરૂ બનાવવાનો ઉપાય છે. જે આત્મા પોતે જ પોતાનો સાચો ગુરૂ બને છે, તે આત્મા ગમે તેવા પાપોદયના સમયે પણ નિર્જરાને સાધનારો બની શકે છે. ભવિતવ્યતાદિ અંગે કાંઈક જુદું બની જવા પામે અને ઉપયોગમાં પલટો આવી જવા પામે–એ જુદી વાત છે; પરન્તુ સામાન્ય રીતિએ તો એમ કહી શકાય કે–આવો આત્મા પોતાના મરણને સુધારીને સુખપરંપરામાં પોતાને જોડનારો બને છે. એટલે, સમ્યક્ચારિત્રને નહિ સ્વીકારી શકનારાઓએ પણ, પોતાના સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનનો એવો ઉપયોગ કરી લેવો જોઈએ, કે જેથી સમ્યક્ચારિત્ર લાંબા સમયને માટે છેટું રહી શકે નહિ અને એથી મોક્ષ પણ લાંબા સમયને માટે છેટો રહી શકે નહિ.

## રંકનો જીવ શી રીતિએ સમ્પ્રતિ બન્યો ?

જેઓનું મરણ સુધરી જાય છે, તેઓને કેવો લાભ થઇ જાય છે, એ માટે શ્રમણોપાસક શ્રી સંપ્રતિ મહા-

રાજાના જીવનું ઉદાહરણ પણ ધ્યાનમા રાખવા જેવું છે. સંપ્રતિનો જીવ, સંપ્રતિના ભવની પૂર્વેના ભવે એક રંક હતો, એ તો તમે સાંભળ્યું છે ને? એ રંકનો જીવ, અવ્યક્ત સામાયિકના યોગે રાજઋદ્ધિને પામ્યો; પણ તેનું મરણ સુધરી જવા પામ્યું હતું, એ વાત તમારા ખ્યાલમાં આવેલી છે કે?

એ મર્યો હતો વેદનાથી, એના શ્વાસના રૂંધાવાથી; પણ મરણ સમયે એ હાય-વોયના ભાવમાં નહિ હતો, પરન્તુ મધ્યસ્થભાવમાં હતો. જો એ હાય-વોયના ભાવમાં મર્યો હોત, તો એની ગતિ કયી થાત, એ તો જ્ઞાની જ કહી શકે; પરન્તુ, એ જો હાય-વોયના ભાવમાં મર્યો હોત, તો મરીને એ જે રાજપુત્રપણાને પામ્યો, તેને તો એ પામત જ નહિ, એ ચોક્કસ વાત છે.

એ પ્રસંગ એવો બન્યો કે-એક વાર શ્રીમદ્ આર્ય સુહસ્તિજી નામના આચાર્યભગવાન, વિહરતા વિહરતા, કૌશામ્બી નામની નગરીમાં પધાર્યા. એ વખતે એ નગરીમાં કારમો દુષ્કાળ પ્રવર્તી રહ્યો હતો અને એથી રંક જનોને સામાન્ય ભોજન પણ મળવું દુર્લભ બની ગયુ હતું. દુષ્કાળની એવી તંગ હાલતમાં પણ, સુશ્રાવકો, સુસાધુઓને ખૂબ જ ભક્તિભાવ પૂર્વક વહોરાવતા હતા.

શ્રીમદ્ આર્ય સુહસ્તિજી મહારાજાના સાધુઓ ભિક્ષાના અવસરે નગરીમાં ભિક્ષાર્થે ભ્રમણ કરી રહ્યા હતા. એક શ્રેષ્ઠિના ઘરમાં પ્રવેશતા એ સાધુઓને એક રંકે જોયા.

એ રંક પણ એ સાધુઓની પૂઠે પૂંઠે એ શ્રેષ્ઠિના ઘરમાં પેઠો. સાધુઓની પૂઠે એ રંક એ શ્રેષ્ઠિના ઘરમાં પેઠો, એટલે એને કોઇએ અટકાવ્યો નહિ પછી એ સાધુઓની પૂઠે પૂંઠે જ એ રંક પણ એ ઘરમાંથી બહાર નીકળી ગયો.

શ્રેષ્ઠિના ઘરમાં એણે જોયુ હતું કે–સાધુઓનો ભારે સત્કાર કરાયો હતો અને મોદકાદિ વિવિધ પ્રકારની ઉત્તમ ભોજ્યસામગ્રી સાધુઓને વહોરાવવામાં આવી હતી. આથી, એને એમ થઈ ગયું કે–'ભીખ માગવાને બીજે ભટકવાને બદલે, આ સાધુઓની પાસે જ હું ભોજનની યાચના કરૂં!'

સાધુઓ તો ભિક્ષા લઈને વસતિ તરફ જઈ રહ્યા હતા. પેલા રંકે પણ તેમની પાછળ પાછળ ચાલવા માંડ્યું. થોડેક દૂર સુધી પાછળ પાછળ જઇને તે સાધુઓને તેણે કહ્યું કે–'મને ભોજન આપો!'

સાધુઓ શાણા હતા. પોતાની મર્યાદાને એ જાણતા હતા. અને એ મર્યાદાનું પાલન કરવામાં પણ એ દત્તચિત્ત હતા. ભોજનની યાચના કરતા રંકને તેમણે કહ્યું કે–'એ તો અમારા ગુરૂ મહારાજા જ જાણે; અમે તો એમને આધીન છીએ; એટલે, અમારાથી તને કાંઈ પણ આપી શકાય તેમ નથી.'

એ રંકને પણ લાગ્યું કે–'સાધુઓનું કહેવું વ્યાજબી છે. જે ગુરૂ મહારાજાની આજ્ઞાથી તેઓ ભિક્ષાર્થે નીકળ્યા છે, તે ગુરૂ મહારાજાની આજ્ઞા વિના તેઓ બીજાને કાંઈ પણ કેમ જ આપી શકે?' રંકને એમ નથી લાગ્યુ કે–

'આ સાધુઓને આપવાની ઇચ્છા નથી, માટે આ સાધુઓ પોતાને પોતાના ગુરૂ મહારાજાને આધીન જણાવે છે.' જો એમ લાગ્યું હોત, તો તો રંક બીજો વિચાર કરત. પણ એને સાધુઓનો જવાબ વ્યાજબી લાગ્યો, એટલે એ પણ સાધુઓની પૂંઠે પૂઠે ચાલ્યો અને એ સાધુઓ જે વસતિમાં પેઠા, તે વસતિમાં એ પણ પેઠો.

વસતિમાં પેસતાંની સાથે જ રંકને ખબર પડી ગઈ કે–આટલા બધા સાધુઓમાં ગુરૂ મહારાજા કોણ છે, કારણ-કે–સાધુઓ પોતપોતાની મર્યાદાના પાલનમાં દત્તચિત્ત હતા.

દીનાત્મા એવા એ રંકે, ગુરૂ મહારાજાને પિછાની લઈને, તેમની પાસે ભોજનની યાચના કરી. ભિક્ષાર્થે જઇ આવેલા સાધુઓએ પણ ગુરૂ મહારાજાને કહ્યું કે–'ભગવન્! રસ્તામાં આણે અમારી પાસે ભોજનની જોરદાર યાચના કરી હતી.'

ગુરૂ મહારાજા વિશિષ્ટજ્ઞાની હતા. જ્ઞાનબળે તેઓ ભાવીને પણ જાણી શકતા હતા. એમણે ઉપયોગ મૂક્યો અને એથી એમણે જાણ્યુ કે–'આ રંક ભવાન્તરમાં શ્રી જિનપ્રવચનનો આધાર બનવાનો છે.' આથી, એમણે તરત જ એ રંકને મીઠાં વચનોથી બોલાવ્યો અને કહ્યું કે–'જો તું સાધુ-દીક્ષાને ગ્રહણ કરે, તો તને ભોજન મળે.'

એ વખતે પેલા રંકે પણ વિચાર કર્યો કે–'મારે કયુ કષ્ટ નથી? હુ તો સર્વકષ્ટમય છું! માટે, વ્રતજનિત કષ્ટ-તો સારૂ છે, કે જે કષ્ટ ઇષ્ટ એવા ભોજનનો લાભ કરાવનારૂ-

છે !' આવો વિચાર કરીને, એ રંકે સાધુ-દીક્ષાને ગ્રહણ કરવાની તૈયારી બતાવી અને વિશિષ્ટ જ્ઞાની ગુરૂ મહારાજાએ તેને તરત જ સાધુ-દીક્ષા દઈ દીધી.

એ રંકને સાધુ-દીક્ષા આપીને, તરત જ ગુરૂ મહારાજાએ એને ગોચરી વાપરવાને માટે બેસાડી દીધો અને તેને તેની રૂચિ મુજબ તેને ઈષ્ટ એવું મોદકાદિનું ભોજન કરાવ્યું.

એક તો ભોજન મળ્યું, તે પણ આવું સ્વાદિષ્ટ ભોજન મળ્યું અને પાછું જેટલું ખાવું હોય તેટલું ધરાઈને ખાવાનું મળ્યું; પછી એ રંકનો જીવ અકરાંતિયાની જેમ ખા-ખા કરે, એમાં નવાઈ પામવા જેવું નથી. જ્યારે એ કોઈ પ્રકારે ખાઈ શકવા જોગી સ્થિતિમાં રહ્યો નહિ, ત્યારે જ એણે ખાવાનું છોડયું. વિશિષ્ટજ્ઞાની ગુરૂ મહારાજાએ પણ એને એમ કરતાં અટકાવ્યો નહિ.

રંકે જે ખાધું, તેનું પરિણામ એ આવ્યું કે-શ્વાસ લેવો અને મૂકવો, એ પણ એને માટે અતિશય મુશ્કેલ બની ગયું. તે જ દિવસે રાત્રિના સમયે તેનો શ્વાસ રૂંધાઈ જવા પામ્યો અને તેથી તેનું મરણ નીપજવા પામ્યું.

જે વખતે એના શ્વાસો રૂંધાવા માંડયા હતા, તે વખતે એ રંકનો જીવ મધ્યસ્થભાવમાં વર્તતો હતો અને મધ્યસ્થભાવમાં વર્તતે વર્તતે જ તે કાળધર્મને પામ્યો હતો.

મૃત્યુ-સમયે તે મધ્યસ્થભાવમાં વર્તતો હતો, તેથી તે ત્યાંથી મરીને રાજકુળમાં મનુષ્યપણાને પામ્યો.

સ૦ ગુરૂ મહારાજે એમને એટલું બધું ખાતા અટકાવ્યા કેમ નહિ હોય ?

ગુરૂ મહારાજા વિશિષ્ટજ્ઞાની હતા. ભાવીમાં શું બનવાનું છે, તે એ જાણતા હતા. કદાચ એમાં જ એ મહાપુરૂષે લાભ જોયો હોય.

આ ઉદાહરણ ઉપરથી વિચારવાનુ એ છે કે–છેલ્લે છેલ્લે પણ મરણ સુધર્યું, તો કેવું સુન્દર પરિણામ આવ્યુ ? એ જીવ રાજકુળમાં જન્મીને મહારાજા સંપ્રતિ થયો. એક વાર ગુરૂદર્શનને નિમિત્તે એને જાતિસ્મરણ જ્ઞાન થયુ. એથી, એ જીવ સદ્ગુરૂના સુયોગને સફળ કરતો થકો, સમ્યગ્દર્શન સહિતના દેશવિરતિપણાને પામ્યો. જીવનમાં એણે ઘણી ઘણી શાસનપ્રભાવના કરી. ત્યાંથી મરીને એ દેવલોકને પામ્યો અને ક્રમે કરીને એ શ્રી સિદ્ધિપદને પામશે.

ઉપસંહાર :

આ રીતિએ એ રંકનો જીવ પણ એનું મરણ સુધરી જવાને પરિણામે સુખપરંપરામાં યોજાઈ ગયો, એમ કહી શકાય. મરણને સુધારવાની જરૂર કેટલી બધી છે અને મરણને સુધારવાના યોગે જીવને લાભ કેટલો બધો થાય છે, એ વાતને તમે વારંવાર વિચારો. આ વાતને વારંવાર વિચારવાના યોગે પણ મરણને સુધારવાને માટે પરિશ્રમશીલ બનવાનો ઉત્સાહ જાગશે. મરણને સુધારવું એ જેમ મુશ્કેલ છે, તેમ જો તત્ત્વસ્વરૂપના સમ્યક્ કોટિના ચિન્તનપૂર્વક સ્વસ્થ બન્યા રહેવાનો સ્વભાવ કેળવવામાં આવે, તો મરણને સુધારવું એ સહેલું પણ છે. દરેક જીવે પોતે જ એવા તૈયાર થઈ જવું જોઈએ, કે જેથી કોઈની પણ

સહાય વિના, ગમે ત્યારે અને ગમે ત્યાં આવેલા મરણને પણ એ સુધારી શકે. આમાં તત્ત્વસ્વરૂપનું અધ્યયન માત્ર કામ લાગે નહિ. એનું ચિન્તન જોઈએ અને એ ચિન્તન પણ પોતાના દરેકે દરેક અનુકૂળ ને પ્રતિકૂળ સંયોગમાં ઘટાવતા આવડવું જોઈએ. એ માટે, મમત્વભાવ ઉપર કાપ મૂકવો જોઈએ અને વારંવાર વોસિરાવવાની ટેવ પાડવી જોઈએ. જીવનભરને માટે વોસિરાવી શકાય નહિ તોય મર્યાદિત સમયને માટે વારંવાર વોસિરાવી શકાય, એમ તો બને ને? એટલે, આસક્તિ નબળી પડી ગયા વિના રહે નહિ. આ અભ્યાસ કર્યો હોય, તો અન્ત સમયે સર્વને સર્વથા વોસિરાવતાં પણ વિલંબ થાય નહિ.

ભવ્યાત્મા ચણ્ડકૌશિકને ભગવાન શ્રી મહાવીર પરમાત્માએ સુખપરંપરામાં યોજ્યો, એ વાત ઉપરથી આ બોધપાઠ પણ લેવા જેવો છે. એને ભગવાન શ્રી મહાવીર પરમાત્મા ખુદ મળ્યા, તો આપણને એ પરમ તારકનું પરમ તારક શાસન તો મળ્યું છે ને? એ પરમ તારકના પરમ તારક શાસનને પામેલા આપણે પણ, આપણને અને બીજા અનેકોને સુખપરંપરામાં યોજવાનો પ્રયત્ન કરીએ, એ જ આ વૃત્તાન્તને વાંચવાનો અને સાંભળવાનો સાર છે. સૌ કોઈ, પોતાને અને યથાશક્ય પરને પણ સુખપરંપરામાં યોજે, એ જ એક શુભાભિલાષા.

